# ઊર્મિમાળા.



રચનાર, અને પ્રસિદ્ધકર્ત્તા

**સત્યેંદ્ર ભીમરાવ દીવટીઆ,**

બી. એ.—**અમદાવાદ.**



**અમદાવાદ.**

ધી "ગુજરાત" પ્રીન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

પ્રત ૫૦૦.          પ્રથમાવૃત્તિ.

સં. ૧૯૬૮.          સને ૧૯૧૨.

કિંમત રૂ. ૦–૮–૦.

# અર્પણ.



**રા. સુ. લલ્લુભાઇ,**

લાવણ્યમયી.

મુજ હૃદ-સરવર શાન્ત સુતું નહીં કાવ્ય-જળે ભરપૂર,
ઈશકૃપા-અનિલે તહિં આણ્યાં પદ્યઅભ્ર નહિં દૂર,
વારિ સરી પડ્યું સરમાં; ૧

સહનશીલતા, સત્યપ્રીતિ ને સ્વદેશપ્રીતિ અણમોલ,
દયા, ક્ષમા, જનપ્રેમ, ધીરજ ને ધર્મ, શાન્તિ, વિણતોલ,
ઉઠી ઊર્મિયો ઉરમાં; ૨

સ્વભાવથી સહુ ગુણ ધારો એ મમ સર-ઊર્મિસમાન,
સ્વીકારશો અર્પું ગુંથી માળા ધારી બહુ પ્રીતિ માન,
વિનવું વિનમ્રજ સુરમાં. ૩

**કલોલ.**
તા. ૮-૫-૧૨.



લી૦ સ્નેહાધીન
**સતુભાઇ**

# અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.



આ પુસ્તકનાં કાવ્યોમાંનાં કેટલાંક સ્વતઃ કલ્પિત છે અને કેટલાંક ઈંગ્રેજી, સંસ્કૃત, બંગાળી તથા ફારસી કાવ્યોનાં ભાષાંતર અગર અનુકરણ છે એ ધ્યાનપૂર્વક કાવ્યો વાંચ્યાથી વાચકવર્ગને સહજ સમજાય એમ છે. ભાષાંતર તથા અનુકરણની કિંમત સ્વતઃ કલ્પિત કાવ્યો કરતાં ઓછી અંકાય છે એમાં કાંઇ આશ્ચર્ય નથી તોપણ ભાષાંતર અગર અનુકરણ ઇષ્ટ નથી એમ કહેવું એ બરાબર ગણાશે નહીં. જ્યહાં જ્યહાં સારા વિચારોનું દર્શન થાય ત્યહાં ત્યહાંથી તે વિચારો લઇને આપણા સાહિત્યમાં ગુંથવા તરફ પ્રત્યેક સાહિત્યપ્રેમીનું લક્ષ્ય હોવું જોઇએ અને એજ સિદ્ધાંતનું પ્રતિપાદન શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ મહારાજે ચોથી સાહિત્ય પરિષદ્‌માં આપેલા ગંભીર, વિચારપૂર્ણ અતિ ઉપયોગી ભાષણમાં કરેલું છે. કાવ્યમાં જે ભાષાંતર અગર અનુકરણ કરવામાં આવે છે તે બધું તેમ કરવાના હેતુથીજ કરવામાં આવે છે એમ હોતું નથી અને જો હેવો પ્રકાર હોય તો ઘણે ભાગે ક્લિષ્ટ રચના ઉપરથી તે સહજ જાણી સકાય છે. પરંતુ હેવું બને છે કે કોઇ કાવ્ય વાંચવામાં આવે છે ત્યહારે તેમાંના વિચારો આપણા વિચારો સાથે એટલા બધા મળતા આવે છે કે જો વાચકના હૃદયમાં કાંઇ પણ કવિત્વશક્તિ હોય તો સહસાજ એ વિચારો કવિતારૂપે સ્ફૂરી આવે છે અને હૃદયસરમાં તે વિચારોર્મિંયોની શ્રેણી બંધાઇને એક પછી એક બહાર નીકળવાનો પ્રયત્ન કરે છે અને પરિણામે તે ઊર્મિંયોની એક માળાની ઉત્પત્તિ થાય છે. તેવોજ પ્રકાર આ લઘુ પુસ્તકમાં બનેલો છે અને તેથીજ એનું નામ ઊર્મિંમાળા રાખેલું છે.

૨ પ્રથમ કાવ્ય આજથી વીસ વર્ષ ઉપર એટલે સને ૧૮૯૨-૯૩ માં ધોધામાં દરિયા કિનારે સ્ફૂરી આવ્યું હતું અને ત્હારથી આજ સુધીમાં મ્હારા ન્હાનકડા હૃદય-સરમાં જે ન્હાની ન્હાની ઊર્મિયો ઉદ્ભવી તેનું ગ્રંથન કરવામાં આવ્યું છે. એમાંનાં ઘણાંખરાં કાવ્યો સુદર્શન, બુદ્ધિપ્રકાશ, જ્યોતિ, જ્ઞાનસુધા, વસન્ત, આનંદ, બરોડા કૉલેજ મીસલેની તથા સુંદરીસુબોધ માસિકોમાં 'ભ્રમર'ની સંજ્ઞાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. આ કાવ્યો 'કાવ્ય' નામને યોગ્ય છે કે નહીં તેની પરીક્ષા વાચકવર્ગે કરવાની છે. વીસ વર્ષના ગાળાના જીવનમાં ઇષ્ટ, અનિષ્ટ, શુભ, અશુભ, સુખકર, દુઃખકર, આશાજનક, નિરાશાજનક. અનેક પ્રસંગો આવેલા હોવાથી જીવનનાં દૃષ્ટિબિંદુમાં પ્રસંગવશાત્ ફેરફાર થાય એ સ્વાભાવિક છે એટલે કાવ્યોમાં વિચારોની સમાનતા જોવામાં આવશે નહીં; જીવનને સુખી ગણ્યું છે અને દુઃખી પણ માન્યું છે, મૃત્યુને ઇષ્ટ માન્યું છે અને અનિષ્ટ પણ ગણ્યું છે; આ પ્રમાણે જૂદાં જૂદાં કાવ્યોમાંથી મનુષ્યવિચારોની અસ્થિરતાનું ભાન થાય છે તેમજ જો કે કાવ્યો જૂદા જૂદા વિષય ઉપરનાં છે તો પણ એક મનુષ્યને ન્હાનપણથી તે મ્હોટપણ સુધીમાં જે અનેક સારા માઠા અનુભવો થાય છે, જે ભાવો, વૃત્તિઓ, વિચારો પ્રસંગને અનુસરી તેના મનમાં ઉદ્ભવ પામે છે, જે ન્હાના મ્હોટા પ્રકારના સ્નેહ, પ્રેમ, પ્રીતિ વગેરે તેના હૃદયમાં રમી રહે છે, જે સદ્ગુણો અને સદ્ભાવનાઓ અનેક અનુભવોને પરિણામે તે મેળવે છે તે સર્વનું દિગ્દર્શન એકજ મનુષ્યના જીવનકાળના સતત પ્રવાહમાં થયું હોય એમ જણાશે. એટલે છૂટાં છૂટાં કાવ્યો છે છતાં ઉપર જણાવેલા વિચારોરૂપી દોરીથી ગ્રથિત થઇને એક એકથી સંબદ્ધ થયેલાં હોય હેવું ભાસશે.

૩ ક્યાં કાવ્યો સ્વતઃ કલ્પિત છે, ક્યાં ભાષાંતર છે અને ક્યાં અનુકરણ છે એનું પૃથક્કરણ આ સ્થળે કરવાની આવશ્યકતા જણાતી નથી. એતો વિદ્વાન વાંચકવર્ગ સહજ જાણી સકશે પરંતુ આ સ્થળે માત્ર એટલુંજ જણાવવાની જરૂર છે કે ( Sir Walter Scott ) સર વૉલ્ટર સ્કૉટ, (Byron) બાયરન, લૉન્ગફેલો ( Longfellow), એમ. બ્રુસ (M. Bruce), મૂર ( Moor ), ટી. કેર્યુ (T. Carew) ટેનીસન (Tennyson), ઍડીસન ( Addison ), ઈલીઝાબેથ એકર્સ (Elizabeth Akers), ચાર્લ્સ વુલ્ફ (Charles wolfe), બી. ટેલર (B. Taylor), બી. ડબલ્યુ. પ્રોક્ટર (B. W. Proctor), રીચર્ડ સી. ટ્રેન્ચ (Richard C. Trench) તથા જેમ્સ સ્પાઇકીંગ (James Spiking) એ કવિઓ તથા ગદ્ય લેખકોનાં કાવ્યો અગર ગદ્ય લેખોમાંથી ભાષાંતર અગર અનુકરણ કેટલાંક કાવ્યોને અંગે કરવામાં આવ્યું છે. આ ભાષાંતર તથા અનુકરણ કરવામાં સફળતા કેટલે દરજ્જે આવી છે તેની પરીક્ષા સુજ્ઞ વાચકોએ કરવાની છે. મ્હને તો ઉપર જણાવેલા લેખકોનાં પુસ્તક તથા છૂટા લેખ વાંચતાં વિચારની સામ્યતાને લીધે અથવા બીજા કોઇપણ કારણથી તેમાંની કલ્પનાઓ અને ભાવનાઓ હૃદયસ્પર્શી લાગવાથી તે અંતરમાંથી બ્હાર નીકળી છે અને તે મ્હેં સાહિત્યપ્રેમી વાચકવર્ગ સમક્ષ ઊર્મિમાળારૂપે મૂકી છે.

૪. આ પુસ્તકમાં મૂકેલાં કેટલાંક કાવ્યો કરવાના પ્રસંગ વિશે આ સ્થળે ઉલ્લેખ કરવાનું ઉચિત લાગે છે. છઠ્ઠું કાવ્ય ગુરૂને ઉદ્દેશીને છે. ઇ. સ. ૧૮૯૪–૯૫ માં અમદાવાદની ગૂજરાત કૉલેજની સ્થિતિ એક ન્હાના દેશી રજવાડા જેવી થઇ ગઈ હતી. પ્રીન્સીપાલ મી. ટી. જે. વીલીઅમ્સ કોઇ ઉપર પોતાની છાપ પાડી સક્યા નહીં

અને કૉલેજમાં પ્રોફેસરો, ફેલોઝ તથા શિષ્યોમાં અરસપરસ ખટપટ ચાલવા માંડી અને શિક્ષણ બગડતું ગયું એટલે પરિણામે ઘણા શિષ્યો બીજી કૉલેજોમાં ચાલ્યા ગયા અને તેમાં હું તથા મ્હારા સહાધ્યાયી મિત્રો રા. પરશુરામ બળવંત જુન્નરકર જે હાલ પાલણપુર રાજ્યના દિવાન છે તે, રા. સખારામ ગણેશ પણ્ડિત જે અમેરીકામાં હિંદુશાસ્ત્રશિક્ષણની શાળા કાઢીને અમેરીકનોને આપણા ધર્મ વગેરેનું શિક્ષણ આપવાનું ઉત્તમ કાર્ય કરે છે તે. તથા સ્વ. રા. નરહર અનંત ફણસે વડોદરા કૉલેજમાં ગયા. આ સમય દરમ્યાન ગૂજરાત કૉલેજના ઇતિહાસના પ્રોફેસર મી. દારાશા સેઠનાની બદલી કોલ્હાપૂરની કૉલેજમાં થઇ અને તે પ્રસંગે તેમને માન આપવા માટે ગૂજરાત કૉલેજમાં મેળાવડો કરવાનો હોવાથી તેમના ગુણાનુવાદનું એક કાવ્ય રચી મોકલવા હમારા પૂજનીય સંસ્કૃત ભાષાના પ્રૉફેસર રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે મ્હને વડોદરે લખી મોકલવાથી આ કાવ્ય રચીને મોકલ્યું હતું. પ્રૉ. સેઠના એક અતિ ઉત્તમ પ્રકારના વક્તા તથા શિક્ષક હતા એ હેમની પાસેથી શિક્ષણ લેનાર સર્વ વિદ્યાર્થીઓ સ્વીકારે છે એટલે કાવ્યમાં જે ગુણોનું તથા તેમના જવાથી ઉદ્ભવ થએલી લાગણીનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં કાંઇપણ અતિશયોક્તિ કરી નથી એ સ્પષ્ટ છે. માત્ર પ્રકૃતિનો સમભાવ કલ્પીને જે વૃત્તિમય ભાવાભાસ (Pathetic fallacy) થયો છે તે દોષ હૃદયની અતિશય લાગણીને પરિણામે આવી ગયો છે. સાતમું કાવ્ય પાવાગઢ વિશે છે. જ્યહારે પંચમહાલના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મી. લેસ્ટરને હેમનાં સ્ત્રી મીસીસ લેસ્ટરે બંદૂકથી આ પર્વત ઉપર મારી નાંખ્યાની હૃદયભેદક હકીકત જાણવામાં આવી ત્યહારે આ કાવ્ય

૪૩૩૯



લખવામાં આવ્યું હતું અને એ બનાવનો ઉલ્લેખ કાવ્યના અંતની ( ૧૬ તથા ૧૭મી ) કડીઓમાં કરેલો છે. વડોદરા કાંપના મેદાનમાંથી દૃષ્ટિમર્યાદામાં પાવાગઢ દેખાય છે તે આ બનાવ પછી તરત જોયાથી આ કાવ્ય લખવાની પ્રેરણા થઇ હતી.

૫. નવમું કાવ્ય 'પુષ્પવિવાહ' નામનું છે તે એક બંગાળી કાવ્યનું ભાષાંતર છે. સ્વ. 'સાધુચરિત' નારાયણ હેમચંદ્ર જેમણે પોતાની વિચિત્ર ગૂજરાતી ભાષામાં બંગાળી અનેક સારાં પુસ્તકોનાં ભાષાંતર કરીને ગૂજરાતી સાહિત્યના પુસ્તકસંગ્રહમાં ઘણી વૃદ્ધિ કરી છે તેમનો હમારા કુટુંબ સાથે ઘણો ગાઢ સંબંધ હતો; હેમની સાથે મ્હારે વિશેષ સહવાસ હતો અને તે મ્હારા ઉપર પ્રીતિ રાખતા હતા એટલે તેને પરિણામે બંગાળી ભાષાનું કંઇક જ્ઞાન મ્હેં હેમની પાસેથી મેળવ્યું હતું તે ઉપરથી હેમણે આ કાવ્યનું પોતાના એકાદ પુસ્તકમાં મૂકવા માટે મ્હારી પાસે ભાષાન્તર કરાવ્યું હતું. એ કાવ્યમાં કાંઈ ખાસ ખૂબી નથી પણ પુષ્પને સ્ત્રી કલ્પીને તેની સાથે ભ્રમર, તથા વાયુને પ્રેમ કરતા કલ્પવામાં આવ્યા છે પરંતુ એમાંથી એકે સાથે ખરેખરો વિવાહ થતો નથી; હેવી રીતે પુષ્પના પ્રેમની અસ્થિરતા બંગાળી કવિએ કલ્પેલી જણાય છે.

૬. અગીઆરમા કાવ્યનું નામ 'મંગળાચરણ' છે એટલે હાવી રીત્યે વચ્ચે મૂકવામાં આવ્યાથી આશ્ચર્ય લાગશે પરંતુ એ આ ઊર્મિમાળાનું મંગળાચરણ નથી પણ જે પ્રસંગ માટે તે લખાયલું છે તે પ્રસંગના કાર્યક્રમનું મંગળાચરણ છે. ઇ. સ. ૧૮૯૮–૯૯ માં ગૂજરાત કૉલેજના તથા અમદાવાદના અન્ય કેટલાક યુવકોએ સ્ટુડન્ટસ

યુનીયન ( Student's Union ) નામનું એક મંડળ સ્થાપ્યું હતું. ગૂજરાત કૉલેજના તે વખતના પ્રીન્સીપાલ મી. ડેવીઝને તે સમયે ચાલતા રાજ્યદ્વારી પ્રસંગને લીધે 'યુનીઅન' (એકત્રતા) શબ્દમાંજ રાજ્યદ્રોહનો સંભવ ભાસ્યો અને તેથી તે મંડળમાં ભાગ લેનાર આગેવાન વ્યક્તિઓને તે નામ બદલવા માટે આગ્રહ કર્યો. આ સૂચના તે સંસ્થામાં મ્હારા તરફથી મૂકવામાં આવી પરંતુ સર્વાનુમતે પસાર નહીં થતાં મંડળમાં વિક્ષેપ પડ્યો અને બે ભાગ થયા તેમાં એક ભાગ રા. સખારામ ગણેશ પંડીતની આગેવાની નીચે Student's Union તરીકે કાયમ રહ્યો અને બીજો ભાગ Social and Literary association એ નામથી જૂદો પડ્યો. પ્રથમની કાયમ રહેલી સંસ્થા થોડોક સમય ચાલુ રહીને ભાગી પડી પણ બીજી સંસ્થાએ માત્ર સાંસારિક અને સાહિત્યના વિષયો તરફ લક્ષ્ય રાખીને પોતાનું કાર્ય આરંભ્યું અને તે ચારેક વર્ષ સૂધી ચાલ્યું; એ મંડળના સભાસદો નિયમિત એકત્ર થતા, સાંસારિક અને સાહિત્યના વિષયો ઉપર ચર્ચા કરતા, રમતગમત કરતા, સ્વ. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, રા. નરસિંહરાવ ભોળાનાથ, રા. કૃષ્ણરાવ ભોળાનાથ, રા. બા. રમણભાઈ મહીપતરામ, સ્વ. રા. કાશીરામ સેવકરામ દવે, પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ વગેરે વિદ્વાન ગૃહસ્થો પાસે જૂદા જૂદા વિષયો ઉપર સંભાષણો અપાવતા, તથા સંમેલનો કરતા હતા. આ પ્રમાણે ઉપયોગી કાય કરતાં કરતાં કાંઇક મતમતાંતરને કારણે અને કાઇક તે મંડળના ઉત્સાહી સભાસદોને નોકરી વગેરે કારણથી અમદાવાદ છોડવાનો પ્રસંગ આવ્યાથી આ સંસ્થા ભાગી પડવાની સ્થિતિમાં આવતાંજ રા, રણજીતરામ વાવાભાઇ, સ્વ.

રા. નરસિંહલાલ માધવલાલ, રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઇ, રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુવ વગેરે વિદ્યાવિલાસી યુવકોએ આ સંસ્થાને સાહિત્ય સભાના રૂપમાં મૂકી દીધી અને સાહિત્ય સંબંધી ચર્ચા કરવી, તે વિષયનાં ભાષણો આપવાં અપાવવાં વગેરે માત્ર સાહિત્ય વિષયકજ લક્ષ્ય રાખ્યું અને તેને પરિણામે સાહિત્ય પરિષદ્ ભરવાના વિચારની સ્ફુરણા થઈ અને તે વિચાર અમલમાં મૂકાતાં આજે સાહિત્ય પરિષદ્ એક કાયમની ઉપયોગી સંસ્થા તરીકે સ્થાપિત થઈ છે. આ પ્રમાણે આજની સાહિત્ય પરિષદ્નું બીજ Student's Union માં કાંઈક અજ્ઞાત રીત્યે રોપાએલું હતું એ બતાવવા માટે આટલું લંબાણ કર્યું છે તે માટે વિદ્વાન વાચકવર્ગ ક્ષમા આપશે. ઉપર જણાવેલા Social and Literary association ના એક વાર્ષિક ઉત્સવને દિવસે મિત્રસંમેલન કરવામાં આવ્યું હતું જે સમયે લંડનની મદ્યનિષેધક સભા ( Temperance association ) ના ઉપમંત્રી મી. ગ્રબ ( Mr. Grubb ) તેમાં ખાસ આમંત્રણથી પધાર્યા હતા તે વખતના કાર્યક્રમ માટે સ્વ. રા. નરસિંહલાલ માધવલાલની સૂચનાથી આ ' મંગળાચરણ ' રચવામાં આવ્યું હતું અને તે સંમેલન વખતે આરંભામાં ગવાયું હતું.

૭. ' રામવિલાપ ' નામનું એકવીસમું કાવ્ય સંસ્કૃતનું ભાષાંતર છે. ગૂજરાત કૉલેજમાં પ્રથમ પ્રત્યેક વર્ષે સંમેલન ( Social gathering ) થતાં અને તેમાં નાટ્યપ્રયોગો શિષ્યવર્ગ તરફથી કરવામાં આવતા હતા. હાવા એક સંમેલન વખતે ગૂજરાત કૉલેજના વિદ્વાન સંસ્કૃત પ્રૉફેસર રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે **હનૂમન્નાટક** તથા બીજાં કેટલાંક સંસ્કૃત પુસ્તકોમાંથી સંસ્કૃત શ્લોકો એકત્ર કરીને

'રામવિલાપ' ની રચના નાટયપ્રયોગને યોગ્ય કરી હતી. તેમાં બેજ પાત્ર—હું તથા રા. શિવભાઇ બાપુભાઇ—રામ તથા લક્ષ્મણ—હતાં. રામચંદ્ર મૃગાનુધાવન કરીને લક્ષ્મણ સાથે પોતાની પર્ણકૂટી પાસે આવીને અંદર જૂવે છે તો સીતા દેખાતાં નથી તેથી શોધે છે તો અંદર કે બ્હાર જણાતાં નથી અને સીતાનું હરણ થયું છે એમ જાણીને એટલા શોકગ્રસ્ત થઇ જાય છે કે, કહે છે કે આટલી પળ પણ સીતાનો હાવી રીત્યનો વિયોગ પોતે ખમી સકે છે તેથી પોતે રામજ નથી. સીતા સંબંધી વિશેષ શોધ કરતાં જડતાં નથી એટલે રામ રૂદન કરે છે. અને ઊર્વશી માટે પુરૂરવસ્ જ્યમ ઉન્મત્ત બન્યો હતો ત્યમ રામ પણ ઉન્મત્તદશા પ્રાપ્ત કરે છે અને નદી, તથા વૃક્ષોને પૂછે છે કે સીતા ક્યહાં ગઇ; દરમ્યાન મેઘ ચઢી આવે છે એટલે ઉન્માદને લીધે રામ કલ્પે છે કે એ રાક્ષસ છે અને મેઘ ધનુષને ખરેખરૂં કામઠું તથા વર્ષાદની ઝડીઓને તીર સમજે છે; એટલામાં વીજળી ઝબુકે છે એટલે નિશ્ચય થાય છે કે એ સીતા છે અને રાક્ષસ સીતાને લઇને નાસે છે પરંતુ તરતજ આ ભ્રમ ભાગે છે એટલામાં સીતાનું ઝાંઝર માર્ગમાં પડેલું જૂવે છે તે લક્ષ્મણને આપે છે અને સીતાનાં બીજાં આભૂષણ લક્ષ્મણ હરહમેશ જોતો હોવાથી બરોબર મેળવણી કરીને એ કોનાં છે તે જણાવવાનું લક્ષ્મણને કહે છે ત્યહારે લક્ષ્મણ સીતા માટે પોતે જે અપૂર્વ માન ધરાવે છે તે વૃત્તિસૂચક શબ્દોમાં કહે છે કે નિત્યે સીતાના પાદને વંદન કર્યાથી ઝાંઝર સીતાનાં છે એ નિશ્ચયપૂર્વક ઓળખી સકુંછું. આ સમયે રામ અતિઉગ્ર ઉન્મત્ત દશામાં આવી જઇને ચંદ્રને પોતે વિરહપીડિત હોવાથી સૂર્ય સમજે છે પણ લક્ષ્મણ આ ભ્રાન્તિ ટાળે છે પરંતુ તેમ કરતાં 'ચંદ્ર' અને 'મૃગ' શબ્દથી 'ચંદ્રમુખી' તથા

'મૃગાક્ષિ' જાનકીનું સ્મરણ તાજું કરે છે અને તેથી રામની હેવી દશા થાય છે કે પોતે પોતાનેજ તથા લક્ષ્મણને ભૂલી જાય છે અને પોતે શું કરવા અહીં આવ્યા છે તેનું પણ ભાન રહેતું નથી; પરંતુ લક્ષ્મણ જ્‌યારે સ્મરણ કરાવે છે ત્‌યારે ગએલું ભાન આવે છે પણ તેની સાથે મૂર્છા આવે છે. મૂર્છા વળ્યા પછી રામ કાંઇક શાન્ત થાય છે, ગતવાર્તાનો વિચાર કરે છે, પોતાની બુદ્ધિ વિશે હલકો વિચાર કરે છે કેમકે સોનામૃગ ઓળખ્યો નહીં અને સ્ત્રીને સંભાળીને રાખી સક્યો નહીં–આ પ્રમાણે આ 'વિલાપ'નો અંત આવે છે; અને બતાવી આપે છે કે રામચંદ્ર દૈવી શક્તિ ધરાવનાર પુરૂષ હતા પરંતુ એ પણ મનુષ્ય હતા એટલે મનુષ્યને સ્વાભાવિક હર્ષ શોકની વૃત્તિઓને આધીન હતા અને સાહજિક નિર્બળતા હેમનામાં પણ હતી.

૮ તેત્રીસથી આડત્રીસ નંબરનાં કાવ્યો ફારસી કવિ હાફીઝનાં કાવ્યોનાં ભાષાંતર છે. મ્હને ફારસી ભાષાનું કાંઇ પણ જ્ઞાન નથી પણ ઈ. સ. ૧૯૦૫ માં હું મ્હારી તબીયત સુધારવા માટે મૅથેરાન ગયો ત્‌યારે દાક્તર બટુકરામના દ્વિતીય પુત્ર રા. વાસુદેવ જે પોતાને Mr. V. B. Mehta નામથીજ ઓળખાવાનું વધારે પસંદ કરે છે તેમની સાથે ત્‌યાં મેળાપ થયો. આ સદ્‌ગૃહસ્થ ઈંગ્લાંડમાં લાંબો વખત રહેલા છે; અને બૅરિસ્ટર થએલા છે; તેમને ઇંગ્રેજી ભાષાનું ઘણું સારૂં જ્ઞાન છે; ઇતિહાસના શોખીન છે અને વિદ્યાવિલાસી છે; વિશાળ હૃદયના છે એટલે ઇંગ્રેજ, જર્મન, ગુજરાતી, દક્ષિણી વગેરે ભેદ હેમને પસંદ નથી, સંકુચિત વૃત્તિ માટે તિરસ્કાર ધરાવે છે છતાં ગુજરાતી લોક, ભાષા વગેરે માટે અનાદર રાખતા જણાયા તે એટલે સુધી કે પોતે ગૂજરાતી છતાં ગૂજરાતી ભાષાથી છેકજ અજ્ઞાન હોય એમ

જણાતું હતું. મ્હારા હેમની સાથેના એકએ મહીનાના સહવાસમાં ગૂજરાતી કવિતા તરફ હેમનું લક્ષ દોર્યું; અને હેમણે કબૂલ કર્યું કે ગૂજરાતી કવિતા છેક કાઢી નાંખવા જેવી નથી. આ પ્રસંગ દરમ્યાન હેમણે મ્હને Hafiz--The Persian Lyric poet--'Rose of Parnasus' નામનું પુસ્તક વાંચવા માટે આપ્યું અને તે વાંચવાના પરિણામમાં હેમાંનાં કાવ્યોનાં આ ભાષાંતર થયાં છે અને તે આ સ્થળે મૂકવામાં આવ્યાં છે. તેમાંનાં પેહેલાં પાંચ કાવ્યોનો વિષય પ્રેમ છે. ફારસી કવિતામાં પ્રેમને મુખ્ય સ્થાન આપવામાં આવે છે પરંતુ તે પ્રેમ જો કે બહારથી સ્ત્રીવિષયક જણાય છે છતાં ઉંડા ઉતરતાં તે પ્રેમ પ્રભુ વિષયક હોય છે એમ કહેવામાં આવે છે તે આ કાવ્ય વાંચ્યાથી કેટલેક અંશે સત્ય છે એમ લાગ્યા વગર રહેશે નહીં. આ પ્રેમ કાંઈ હલકા પ્રકારનો નથી; પણ 'આત્મને ઉન્નતિએ ઉછાળે' હેવો છે. નસીબ કે કહેવાતા વૃથા જ્ઞાનથી ડર્યા વગર, ઐશ્વર્ય, કીર્તિ, ધન વગેરે ઐહિક પાર્થિવ સુખસંપત્તિનાં સાધનોનો અનાદર કરીને એકાગ્ર ચિત્તે વગર વિલંબે હાવા પ્રેમમાંજ મચ્યા રહેવાનો ઉપદેશ આપીને કવિ કહે છે કે "આ ચિત્તને મધુર વિસ્મયમાં ડુબાડય." હાવા પ્રેમને ઇશ્વરપ્રત્યેનો શુદ્ધ સરળ પ્રેમ માનવામાં આવે હેમાં શું આશ્ચર્ય છે! અને હેવોજ પ્રેમ પોતાના કોઇ પણ પ્રેમાસ્પદ માટે દર્શાવવામાં આવે તોએ હેમાં શું હીણું છે! એટલે ફારસી કવિયોને પ્રેમની મસ્તી વિશે લખવાના સબબથી આપણા શુદ્ધતાવાદીઓ (Puritans) ઉતારી પાડે છે તે યોગ્ય નથી એ સહજ સમજાશે. હાફીઝનું 'સ્તુતિગાન' આ વિચારને પુષ્ટિ આપે છે. એ ગાનમાં ઉંચા પ્રકારનું ધર્મ સંબંધી તત્વજ્ઞાન સમાયેલું છે, એકેશ્વરવાદનું પ્રતિપાદન કરેલું છે; જીવનની અસારતા, મૃત્યુની ગહનતા, ઈશ્વરનું સર્વશક્તિમત્વ, પ્રભુની દયા, કૃપા,

પ્રેમ, જગદીશનાં સ્તવનભજનકીર્તનની આવશ્યકતા, વગેરે અનેક સત્ય સિદ્ધાન્તોનું દર્શન હાફીઝે કરાવ્યું છે, અને આપણા ધર્મ શાસ્ત્રના મહાન્ તત્ત્વો સાથે આ ફારસી કવિના વિચારોમાં કેટલું સામ્ય છે તે પ્રત્યક્ષ થાય છે. પ્રથમની આઠ પંક્તિમાંજ **हिरण्यगर्भः समवर्ततात्रेभूतस्य जातः पतिरेक आसीत् ॥ सदाधार पृथिवींद्यामुते मां कस्मैदेवायहविषा विधेम॥** એ **ऋग्वेदसंहिता** ના મંત્રનો અર્થ સમાયેલો છે. વળી **महान्प्रभुर्वैपुरूषः सत्वस्यैष प्रवर्तकः** તથા **सर्वान्तरो यः प्राणेन प्राणिति......** એ સૂત્રોમાં " મુજ આત્માનો ઉચ્છ્વાસજ છે આપ્યો મનુજને મ્હેં " એ શબ્દોનું તાદાર્થ્ય આવી રહેલું જણાય છે; **ॐ विश्वतश्चक्षुरुतविश्वतोमुखो । विश्वतोबाहुरुतविश्वतस्पात् ॥** એ વાક્યોમાં બતાવેલું સત્ય હાફીઝ પેહેલી બે પંક્તિયોમાં બતાવે છે; અને બીજી બે પંક્તિયોમાં **एकोदेवः सर्वभूतेषुगूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा** તથા **सत्यं ज्ञानमनन्तं ब्रह्म या वेद निहितं गुहायां परमेव्योमन्॥** એ **तैत्तरीयोपनिषद्** માં વર્ણવેલા ઈશ્વરના સર્વવ્યાપકતા તથા અન્તરમાં ગૂઢ રહી પ્રત્યેક સ્થળે પોતાનાં દિવ્ય કિરણોથી વિરાજમાન રહેવાના ગુણનું ભાન કરાવે છે; અને પેહેલી, અને ત્રીજી તથા અન્ય કડીઓમાં **ब्रह्मवाएकमिदमग्र आसीत् नान्यत् किञ्चनासीत् । तदिदं सर्वमसृजत् ॥** એ સૂત્રનું વારંવાર પ્રતિપાદન હાફીઝે કરેલું છે; વળી ઊંડો વિચાર કરી જોતાં આ દુનિયાને મૂકીને ઊંચે ઊડી ઈશ્વરના તેજોમય સાંનિધ્યમાં જવાની વૃત્તિ જે આખા કાવ્યમાં અંતર્લીન થયેલી જણાય છે તે **ॐ असतो मा सद्गमय तमसो मा ज्योतिर्गमय मृत्योर्माऽमृतंगमय । आविरावीर्मएधि रुद्रयत्ते दक्षिणं मुखं तेन मां पाहिनित्यम् ॥** એ પ્રાર્થનામાં સમાયેલા

તત્વ કરતાં વિશેષ કાંઇજ નથી એમ જણાશે.

૯ કેટલાક સમય ઉપર એક ઈંગ્રેજી પત્રના અધિપતિએ પોતાના પત્રના વાચકોને હેવી વિનંતિ કરી હતી કે પ્રાચીન સંતોનાં રચેલાં પ્રભુપ્રાર્થનાનાં સંગીતોમાંથી જે જે પ્રાર્થનાથી સફળતા અનુભવમાં સિદ્ધ થઇ હોય તેમણે તે તે સંગીતો અધિપતિ તરફ મોકલવાં. ઘણા વાચકોએ હેવાં પદો મોકલ્યાં અને તેમાં "મ્હારી સાથે" તથા "સમીપ" એ બે પદ્યો જેનાં ભાષાંતર છે તે બે ઈંગ્રેજી કાવ્યો મર્હુમ નામદાર શહેનશાહ એડવર્ડે પોતાની પસંદગીનાં છે એમ જણાવીને મોકલ્યાં હતાં અને જણાવ્યું હતું કે તેમણે પોતે તે કાવ્યોથી પ્રભુની પ્રાર્થના કરીને ઘણીવાર સુખશાન્તિ અનુભવેલી છે. આ પદ્યો Times of India પત્રમાં પ્રસિદ્ધ થયાં હતાં અને તે મ્હારી સુશીલ વિદ્યાવિનોદી, રસીલી ભાણેજ સ્વ. સૌ. સુમતિએ પોતે માંદી હોવાથી મ્હને ભાષાંતર કરી 'આનંદ'માં પ્રસિદ્ધ કરાવવા માટે રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈશ્નવ મારફત મોકલ્યાં હતાં. તે સૂચનાનુસાર તેનું ભાષાંતર કર્યું હતું ને તે 'આનંદ' માસિકમાં પ્રસિદ્ધ થયું હતું. આ બે સરળ હૃદયસ્પર્શી કાવ્યોમાં પણ **माहं ब्रह्म निराकुर्यां मामाब्रह्म निराकरोदनिराकरणमस्तु** તથા **ईशोपनिषद्**ના **तद्दूरे तदंतिके** તે બે મંત્રોનુંજ પ્રતિપાદન થએલું જણાશે.

૧૦ આ બે કાવ્યો તેમજ વેણીની પ્રાર્થના, ગરવી ગૂજરાત, બાળાવિનોદ (૧) (૨) તથા (૩), કળી, તથા ચાંદલિયો એ કાવ્યો બાળકોને માટે યોગ્ય હોય એમ વાચકવર્ગને તે કાવ્યો વાંચ્યાથી સહજ પ્રતીતિ થશે.

કલોલ,
તા. ૨૫–૭–૧૨

**સત્યેંદ્ર ભીમરાવ.**

# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ. | કાવ્ય. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૫ | ૩ | ૩ | ધૂમિકા | ધૂમિકા |
| ૬ | ,, | ૧૧ | કીધી'તી | કીધી'તોૅ |
| ૭ | ૪ | ૧૧ | જ્ય્યાં | જ્હાં |
| ૧૩ | ૭ | ૪ | મનડુ | મનડું |
| ૧૪ | ,, | ૮ | મૂર્તિ | મૂર્તિ |
| ,, | ,, | ૧૩ | બાળો શું | બાળોશું |
| ૧૭ | ,, | ૩ | કાંઇ હાવે | કાંઈજ હાવે |
| ,, | ,, | ૪ | ૨ | ૧૭ |
| ,, | ૮ | ૬ | લાલત | લલિત |
| ૧૯ | ૯ | ૫ | આલ | અલિ |
| ૨૧ | ૧૦ | ૫ | ાચત્ર | ચિત્ર |
| ૨૪ | ૧૨ | — | શાન્ત | શાન્તિ |
| ૨૭ | ૧૪ | ૪ | જે | ને |
| ૩૧ | ૧૭ | ૨ | રવિ:તેજમાં | રવિતેજમાં |
| ૪૦ | ૨૦ | ૪ | ચાર્‌ | ચારૂ |
| ૪૨ | ૨૧ | ૬ | ખેચ્યુ | ખેંચ્યું |
| ૪૪ | ,, | ૧ | દ્દિતું | દ્દિધું |

| | | | | |
|---|---|---|---|---|
| ,, | ,, | ૭ | તાત વિયોગ | તાતવિયોગ |
| ,, | ૨૨ | ૦ | ૨૩ | ૨૨ |
| ૪૫ | ,, | ૨ | આધિકો | અધિકો |
| ૪૬ | ,, | ૧ | મૃત્યુ પંઝે | મૃત્યુપંઝે |
| ,, | ૨૩ | ૦ | ૨૪ | ૨૩ |
| ૪૮ | ,, | ૬ | ।દવ્યજ | દિવ્યજ |
| ૫૦ | ૨૪ | ૧૪ | પ્રાતછાયજ | પ્રતિછાયજ |
| ૬૯ | ૩૪ | ૧૨ | હુ | હું |
| ૭૬ | ૩૭ | ૧ | માનિર્તા | માનિની |
| ૮૦ | ૩૮ | ૬ | પ્રભાથી | પ્રભાથી |
| ,, | ૩૯ | ૦ | ચાંદલીગો | ચાંદલિગો |
| ૮૧ | ,, | ૯ | ઉદ્દાધ | ઉદધિ |
| ૮૪ | ૪૦ | ૧૪ | ના દિ | ના કદિ |



# ઊર્મિમાળા.

( ૧ )

## દરિયા કિનારે વિચાર.

શિખરિણી ગભીરૂં ગાજે છે અતિ સુભગ નાદેથી ઉદધિ,
તરંગોની શ્રેણી દિસતી વળી સોપાન સરખી,
અને એ મોજાઓ તટપર ઉભેલા તરૂથડે,
પ્રહારો દીએ છે જ્યમ અરિતણા સૈનિક દિએ. ૧

તથાપિ પાછું એ સ્થળ થકી કદાપિ નવ હઠે,
ખરે જાણે યોધો અરિગણ સમીપે રહી લઢે;
ઉડે પંક્તિ દૂરે બરફવરણાં સારસ તણી,
દિસે મોતીમાળા પડતી ગગનેથી જ્યમ અહીં; ૨

અયે કોકિલે ત્હેં હરિયું તુજ ગાનેથી મનડું,
સુણી મીઠો ત્હારો સ્વર મુદિત છે મ્હારૂં ચિતડું;
જગલીલા પ્રેખું અકળ મહિમા છે જ વિભુનો,
વદે મિથ્યા એતો "પ્રભુ નથી" બધા નાસ્તિકજનો; ૩

હવે આ દેખીને સઘળું રમણીય સ્મૃતિ થઈ,

પિતાજીની સેવા અહીં હું કરતો તે સમયની;
વિશાળું ઊંચું જે ગૃહ ઉભું અમે સર્વ વસતાં,
થતો શો તે વેળા તટ ઉપર આનંદ રમતાં; ૪

પિતા કેરી મૂર્ત્તિ મુજ હૃદયમાં છે વશી રહી,
હતું તેવું દેખું સહુ પણ પિતા તો અહિં નહીં;
ગયા એતો ચાલી પ્રભુસદન છોડી જગત આ,
હતી પ્રીતિ કેવી મુજપર શું એ હું સ્મરૂં હવાં. ૫

અરે, ભાઈ, બ્હેની, રૂદન કરશો ના તમ હવે,
પ્રભુની ઈચ્છાને મનુજ નવ કો ફેરવી સકે;
સખે હે ક્ષારાબ્ધે ! ક્યમ તું હવણાં શાન્ત પડીયો,
નહીં પામે શાન્તિ મુજનું અતિ વ્યાકુળ મન તો. ૬

અરે કાં શીતાંશો ! તુજ મુખ ઘણું મ્લાન દીસતું,
અને કાં, રે, હાવું વસન વદને શ્યામ ધર તું;
વળી અશ્રુ આ શું તુજ નયનથી એ ટપકતાં,
રૂવે છે કે શું તું ? નહિં નહિં, હવે શાન્ત થઈજા; ૭

પિતા વ્હાલાનો તું ધર નવ વૃથા શોક મનમાં,
પ્રભુ મ્હોટો છે જે સ્મરણ કરવું એનુજ હવાં,
કૃપાલુ છે એ તો, દુખ પડયું હવે તેજ સહવું,
થઈ ઉદ્યોગીને જગત મહિં કર્ત્તવ્ય કરવું. ૮

વિચારૂં હાવું હું ક્યમ પણ ભુલું તાત ત્હમને,

અરે ક્યાં જાવું કે કંઈકિ મળશે શાન્તિ મનને;
સ્તવું શાન્તિસિંધો ! શમન ચિત મ્હારા તણું કરો,
ત્હમે ના, વિશ્વેશા, દીન અતિ હું આ બાલ વિસરો. ૯

દયા મ્હોટી કીધી મુજપર દયાળુ પ્રભુ ત્હમે,
દિધી વ્હાલી માતા સકલ ગુણવાળી સુશીલ જે;
કરંતાં શુશ્રૂષા ગમન હું કરૂં કાલ સુખથી,
વસું છાયા નીચે જનનીની સુખાશા બીજી નથી. ૧૦

---

( ૨ )

## પ્રકૃતિ—પ્રેમ.

---

ગરબી. આવો આવો આપણ બે રમીયે,
રમીયે આજ સુખેથીરે— આવો૦

રમ્ય સ્થળે જે કુંજ દિસે છે
તે મહિં આજ જઈને રે— આવો૦

જળકણિકાથી શીતળ વાયુ
મંદ અતિથી વાયેરે— આવો૦

ભ્રમર કરે ગુંજારવ કેવો!
મધુર અતિશે લાગેરે— આવો૦

મયૂર મનોહર નૃત્ય કરે છે,
    ષડ્જ સ્વરે એ ગાયેરે— આવો૦
શબ્દ થયો આ પર્ણ તણો જે
    મૃદંગધ્વનિ સમ લાગેરે— આવો૦
વીણા વાગે નદીજળમાંહીં
    ઝીણે મીઠે સૂરેરે— આવો૦
આંબની ડાળે કોકિલ બોલે,
    સુખમદમાં. જો મ્હાલેરે— આવો૦
સંસાર મહીંના દુઃખતણું તો
    ભાન નહિં કંઈ એનેરે— આવો૦
સહન કરે તરૂ તાપ તથાપિ
    આશ્રિતને છાય દીયેરે— આવો૦
જડ વસ્તુ ઉપકાર કરંતાં
    મનુજથી સારૂં કહાવેરે— આવો૦
સરિતા તન્વી જળ થોડું જો
    વેણી સરખું ભાસેરે— આવો૦
તટપર ઊભ્યાં તરૂ તે પરથી
    જીર્ણ ઘણાં પર્ણ પડતાંરે— આવો૦
વર્ણ થયો છે પાંડુ એનો,
    વિરહી સ્રીનો થાએરે— આવો૦

કુસુમ કંઈ મૃદુ પવનની સાથે
　　કરીને ગેલ રમેછેરે— આવો૦
મધુપ ઘણેરી પ્રીતની સાથે
　　કમલની પાસ રહેછેરે— આવો૦

ચંદ્રકુમુદનો પ્રેમ ઘણો છે
　　પંકજસૂર્યનો પણ છેરે— આવો૦

પ્રિય સહકારે નવમાલિકા
　　વેલી વળગી વ્હાલેરે— આવો૦

હાવી પ્રીતિ આપણુ બેની
　　સદૈવ વૃદ્ધિ થઈ હોજોરે આવો૦

---

( ૩ )

## ચંદ્રને.

મંદાક્રાન્તા.

વંદું ત્હારાં શિશિર કિરણો અભ્રછાયેલ જે આ,
કાન્તિ ત્હારી મલિન દિસતી વ્યોમ મધ્યે જનારા,
વંદું જો કે તુજ પર જતી ધૂમિકા દિસતી જે,
પોતાકેરી સતિમિર છવિ આનને તુજ દે છે. ૧
કેવી રીતે તુજ વિમલને શાન્ત નેત્રે થકી તો,

આલોકે તું ઇહિ અમ તણા, દુઃખ વિના, બનાવો;
કે, શી રીતે નયન તુજ તે અંશુ, બાષ્પો વિના, દે,
જે દુઃખોને કુલહુથી અભિવ્યાપ્ત વિશ્વ પ્રકાશે ? ૨

ના હું મૂકું તુજ પર હવે દોષ હે ચારૂ ચંદ્ર,
રેવા કેરા રમણિય તટે જે મુકયો એક વેળ,
ત્હારા મ્હોંને મલિન કરતી વાદળી ન્હાની ન્હાની,
તે વેળાએ પ્રિયતમ તણી કાન્તિને છાદી દેતી; ૩

ને ત્યહારે જે તુજ તિમિર હું નિંદતો વારવારે,
તર્કો ત્હેના સ્મૃતિ મુજનીને પ્રિય અદ્યાપિ લાગે;
આરંભ્યું જે સમય રસિલી મ્હેંય ગાવા સુગીતિ,
તેણે લજ્જા મુજ છુપવીને શાન્ત કીધી'તી ભીતિ. ૪

મ્હેં તે વેળા નકીજ કરીયું શીત આ રશ્મિ ત્હારાં
એકાન્તે કો સ્થળ રહીયું તે દીપવાનેજ કીધાં,
જે, પ્રેમીને પ્રણયી મિથુને માત્ર દેખી સકાતાં,
જ્યહારે એનાં વિમલ કુપમાંથી પ્રતિબિમ્બ થાતાં, ૫

વા શૈવાલસ્થળ પર બહુ શાન્તિ વર્ષાવી રહેતાં,
જાળી તેજોમયપર વળી દિસતાં વા સ્ફુરંતાં,
વા તેઓના શયન પર એ નાંખતાં દૃષ્ટિપાત,
કહેવા કેવી ઝડપથી થતી ક્ષીણ નૈદાઘ રાત. ૬

---

# વેણીની પ્રાર્થના.

વસંતતિલકા.

અંધારી ઘોર વળી શીત હતીજ રાત્રી,
તે વેળ કો વિષમ પર્વતની સમીપે
કો બાળ વર્ષ દશનો વિણુ માર્ગનેતા,
કંપે, કરે રૂદન મંદગતિથી ચાલે. ૧
ક્‌હ્યાં એ સકે જઈ? કરી સકશે શું એ તો?
કેવું કુંળું મધુરદર્શન બાળ દીસે!
વર્ષો થયાં અધમ ઓરડીમાં વસ્યો એ,
જ્‌હાં એહ બાળ તણી એક હતી વિમાતા. ૨
કોપાયમાન મુખ તેહનું જોઈ જોઈ,
ત્‍હેનું થયું જીવન શોક થકીજ પૂર્ણ;
ને જ્યાં પિતા પણ ન સ્નેહ જરી બતાવે,
ત્‍હેની દશા થઈ અસહ્ય ઘણીજ એથી. ૩
રે,! જો હતે જીવતી એહની માત વ્‍હાલી,
તો કેવી તેહની સ્થિતિ બદલાઈ હોત!
વર્ષો વીત્યાં મુખ દીઠે પ્રિય એનું બાળે,
ત્‍હેના ઉછંગ પર બેશી કર્યે સુહાસ્ય. ૪
ન્‍હાનો હતો મન હતું સુખીયું સમે તે,

હાવે થયો છ જનની થકી દૂર દૂરે;
દીપાવળી દિવસ રમ્ય હતોજ આજે,
જે વેળ હૃષ્ટ વિલસંતજ હોય સર્વે; ૫

આનંદ શો થઈ રહે સહુ બાળકોને,
માતા પિતા તણું અનુભવતાં પ્રીતિ ને;
નિર્દોષ ને દીન ઘણો અસહાય એને,
કાઢી મુકયો ગૃહની બ્હાર અરે દિને એ; ૬

માએ કઠીન હૃદયે કહિયુંજ એને,
“ કો દિન આ ગૃહ મહીં નહિં તું પ્રવેશે; ”
વેણી ફરે અહિં તહીં ગિરિ ઊપરે તે,
લાગે બહુ ભીતિ વહે દુખ તીવ્ર તો એ. ૭

આવ્યો વિચાર સહસા મનમાંહિં એને
જે શાન્તિને સુખ તણી બહુ આશ આપે;
ત્હેણે વિચાર્યું મુજ માત મુને કહેતી,
“ ભૂલીશ ના પ્રભુનું પ્રાર્થન વત્સ વેણી ! ” ૮

જાનુ પરે પછી ઉભો અવનિ પરે તે,
આકાશની તરફ ફેરવી ચક્ષુ જુવે;
“ હે તાત ! ક્યહાં જવું કહે મુજને ” વદો એ,
“ કહે શું કરૂં, દીનદયાળ સહાય થાજે ! ૯

“ જાણે છ તું અતિ દરિદ્ર અશક્ત હું છું,

“ ને ફાટશે ક્ષણ મહીં હઈડું જ મ્હારૂં; ”
જેવે કર્યું વિભુનું પ્રાર્થન નમ્ર ભાવે,
આવી ચઢયો ગિરિતટે ભરવાડ તેવે. ૧૦

ચાલી સકે દૂર ઘણે, ગતિ વેગવાળી,
ને દેહબંધ દૃઢ, કાય સમર્થ સારી;
“ શું તુ કરે ? ક્યમ ફરે અહિં એકલો તું ?
“ ત્હારૂં ક્યહાં ગૃહ, ક્યહાં પ્રિય માત ? ” પૂછયું; ૧૧

વૃત્તાંત તેજ સમયે કહ્યું વેણીએ તો
ત્હેને, મનુષ્ય દુખથી સમ દુઃખી થાતો;
“ મ્હારે ગૃહે મુજની સાથ તું આવ્ય વ્હાલા,
“ ત્હારે નહીં દૂર બહુ જવું બાળ હાવાં; ૧૨

“ રહેજે તું સંગ મુજની ” ભરવાડ બોલ્યો,
“ મ્હારો સહાય થઈ રહે બહુ મુજ કામો; ”
તે ના થઈ વિફળ વેણીની પ્રાર્થના ને,
સુણી દયાળુ પરિપાલક દિવ્ય તાતે; ૧૩

જેણે કીધી વિનયથી વિનતિ વિનમ્ર,
તે બાળની સમીપ મોકલીયો સહાય;
જે વેળ મંજુલ સ્વરે પ્રભુને પુકાર્યો,
તત્કાળએવ પ્રતિઉત્તર ઈશ આપ્યો. ૧૪

---

( ૫ )

# મિત્રને.

―――

ગઝલ. પડયા છૂટા, સખે મ્હારા! મળીશું કય્હાં, કહે વ્હાલા,
પુછું કાં હું ! મળીશું તો હશે ઈચ્છા પ્રભુની જો; ૧
થયો દુઃખી હું જોઈને તુંને આ વેળ દુઃખીને,
અરણ્યે હું ભમ્યો છું રે, વિચારે મગ્ન હું ત્હારે; ૨
હવે કાં તું રૂવે છે, રે, પ્રભુ ત્હારે સહાયે છે,
લલાટે જે લખ્યું હોશે કદી મિથ્યા ન તે થાશે. ૩
સુખી એકાન્ત ના છે કો, દુખી એકાન્ત ના છે કો,
નીચે જાયે ઉંચે જાય દશા તો ચક્રનેમીવત. ૪
પી લે શાન્તિસુધા મિત્ર, થશે આનંદ સ્વર્ગીય,
હૃદયઅગ્નિ શમ્યો જય્હારે પ્રવૃત્તિ થાય કર્ત્તવ્યે; ૫
બધો સંસાર દુઃખી છે કહે કે સુખ કોને છે,
પરંતુ દેહ દીધો છે નહીં સન્યાસ લેવાને. ૬
નીતિથી ચાલવું વિશ્વે ખરો સન્યાસ તો એ છે,
દિલાસો લે સખે મ્હારા, મ્હને દુઃખી કરે છે કાં! ૭
નથી ગંહું કો દીને જોઈ અરે ત્હારી હૃદયરાશી,
તથાપિ ખાખ થાએ છે હૃદય જોઈ દુખી તુંને. ૮.

અમોલું રત્ન મૂક્યું છે ઘણા યત્ને તું સંભાળે,
ન દેતો તું કદી એને હુશે કો કુપરિક્ષકને. ૯.
કરે ના દુઃખી એને તું કહું છું વિનવીને હું,
પિતા પુત્રી સુખી થાઓ, પ્રભો આશિષ એવી દો. ૧૦.

---

( ૬ )

## ગુરૂને.

---

તોટક.

અભિનંદન આજ અમે દઈએ,
અમ પુજ્ય પવિત્ર ગુરૂ તમને;
પદ ઉચ્ચ મળ્યું બહુ યોગ્ય વળી,
હૃદયે અમ હર્ષનદીજ વહી. ૧

પ્રસરીછ સુકીર્તિ ત્હમારી અહીં,
ગુણીને મળશે ક્યમ માન નહીં?
થઈયોછ ઝવેરી ખરો જન એ,
જડ્યો ઝળકંત હીરો જડપે. ૨

બહુ દિન થયા નથી પાન કર્યું,
મુખથી ગળતા તુજ પીયૂષનું;
થઇ'તી કંઈ શાન્ત તૃષા મુજની,
થઈયોછું પિપાસિત આજ ફરી. ૩

અમ સર્વ થતા કંઈ આતુર શા,
તમ મુખસર્યાં પદ સાંભળવા !
જયમ ચાતક કો થઈ ઉત્સુક ને
જલવૃષ્ટિ તણી બહુ વાટ્ય જુવે. ૪

ઉપદેશ સમે ચિત સર્વ તણાં,
દૃઢ દોરોથી બાંધી સમીપ લીધાં;
બહુ મૌક્તિક વેરી દીધાં મુખથી,
સહુ હંસ–અમે વીણીયાં સુખથી. ૫

અનુષ્ટુપ. પ્રોષિતભર્તૃકા થાશે, પાઠશાળા દિનેથી આ,
અને શિષ્યો સહુ મારે, ડુબકાં શોકસાગરે. ૧

હર્ષપૂર વહે ચિત્તે, શોક પૂર વળી વહે,
ખરે ગંગાજળે જાણે, યમુનાજળ સંગમે. ૨

વસંત૦ ના એકલા મુજનું ચિત્ત વહે દ્વિભાવ,
થાયે બધી પ્રકૃતિને પણ દુઃખ હર્ષ;
ભાનુ વિયોગ તુજ આ થકી થાય તમ,
નિશ્વાસ નાંખતી ઉંડા વળી પૃથ્વી ઉષ્ણ. ૧

સાંજે, ઉષાસમય, થાય જ રાતું મુખ,
ભાનુ તણું રૈદનથી, બહુ છેજ દુઃખ;
ને આ તરૂ થકી ખરે કંઈ આંસુ ટીપાં,
ને શોકપૂર્ણ રવ પક્ષી સહુ કરંતાં. ૨

શીતાંશુ તોપણ રમે કંઈ હર્ષઘેલો,
જોઈ તુંને પદવી ઉચ્ચતમે ચઢેલો;
લેઈ રૂંપેરી ફુલનો મધુરો સુવાસ,
આંહીં તહીં ભમી રહ્યો સખીઓની સાથ. ૩

વેલી બધી વસન નિજ ઉતારી દેઈ,
સંમાનવા સજ થઈ નવ વસ્ત્ર પ્હેરી;
વૃક્ષો વળી પુલકિતાં થઇને ઘણેરાં,
પુષ્પાંજલી લઈ નમે કરી તુજ સેવા. ૪

સંગે લતા અનિલ ગેલ કરી રમે છે,
બોલાવતી સમય જે દૂર દોડી જાયે;
હર્ષેથી આમ સહુકો સુખમાં દીસે છે,
માગું છું હું પ્રભુ તુંને સુખમાંજ રાખે. ૫

---

( ૭ )

## દૂરથી એક પર્વત.

---

ગરબી.

આ શું કકડો મેઘ તણો તહિં દીસતો !
કે હાથી કો સ્થિર થઈ મદથી ઉભો !
પડોંચો છે કે તિમિર કેરો પુંજશું !
ભ્રાન્ત્યાવર્તે-ડોલે મનડું માહરૂં. ૧

હા! ભૂલું શેં, પાવાગઢ એતો ખરે,
નીસરણી સ્વર્ગે જાવાની એ દીસે;
કોદી ત્હારી પાસે આવી ના રમ્યો,
ના તુજ અંકે બેઠા હું હર્ષે ભર્યો. ૨

કીર્તિ ત્હારી ઇતિહાસે મ્હેં સાંભળી,
હતભાગી હું ભેટયો છું તુજને નહીં;
તપ આચરતો મુનિવર કોઈ ભાવથી
એવી મૂર્તિ ભવ્ય ગભીરી તૂજની. ૩

જુનો ને પ્રૌઢો તું અતિશે શોભતો,
દૂરેથી હું ભાળું, મનને ભાવતો;
ઉદયાચળ જેવો તું રવિશશિગોળને,
જાણે પકડી હાથેથી ઊંચા કરે, ૪

જ્યમ કો તેજસ્વી બાળો શું વ્હાલથી,
આનંદી કોઈ જન રમતો સુખથી;
ને બાલુડાં એ પણ, જો, મધુરૂં કરે
હાસ અને બેસે છે કુદી માથાપરે; ૫

પાન્થ! તું જોજે પર્વતની પાસે જતાં,
ખીણ, કરાડો, ગુફા, નિર્મળ વ્હેળીયાં;
ફળ પુષ્પોથી લચીયાં વૃક્ષો જે હશે,
ને ચોપાસે ક્ષેત્ર લીલાં પસર્યાં હશે, ૬

ને વિણુ રાજા કિલ્લા જે ભાગ્યા હશે,
તુજ આગળ એ નિશ્વાસો કંઈ નાંખશે;
દુઃખે કાળી ભીંતોમાં શાં ઝાડવાં!
નાશ વશ્યો છે વાસો આવીને ત્યહાં. ૭

હા! એવા પણ દિન હુતા કે જ્યાહરે,
યુવાવસ્થાની મગરૂરી એ વહે;
ફરક્યા ત્યહારે ધ્વજ ઊંચા આકાશમાં,
પણ હાવે તો એ સહુ લાગે ઝાંઝવાં; ૮

રમતો હસતો લાડી ચંદ જો આવીયો,
સૂર્ય પણેથી એને ઝીણું ઝાંખતો;
ચંદ્ર વળી સંતાયો, જ્યહારે ના જડયો,
શરમાયો કંઈ સૂર્ય અને નાશી ગયો; ૯

જો! ગિરિ આલિંગન દેછે આકાશને,
તારલીયાને વાતો એ કર્ણે કહે;
કહે છે કે આપણ સર્વે મળી એકઠાં,
જન સર્વેને પ્રભુભક્તિમાં પ્રેરવાં. ૧૦

કેવી દૃઢ છે ઈશ્વરભક્તિ એહની,
ત્યહાં એ સુધાવિણુ કો સ્થળ ભાસે નહીં;
જે કો જાશે ને પીશે અમી ઘુંટડો,
સફળ થશે જન્મારો નિશ્ચે એહનો. ૧૧

પડીયું પાદે એને ચાંપાનેર જે,
ભૂલીશ નાહીં જાવું ત્યાંહીં પાન્થરે;
વાઘ ફૂરે ત્યાં ગર્જન એનાં સૂણજે,
વધતાં જ્યહારે પડઘા થાયે કંદરે. ૧૨
હે ગિરિ! પૂર્વે સમૃદ્ધિ શી તૂજની!
આજ દશા કેવી ત્હારી થઇ છે દુખી!
તોપણ એવો શાન્ત, ગભીર ને પ્રૌઢ છે,
ચઢશે, પડશે, સહુકો તૂંને જ્ઞાન છે. ૧૩
જેની વૃત્તિ ઉચ્ચ હશે તેની નહીં
કોદી જાશે બદલાઈ અંતઃસ્થિતિ;
ક્ષુદ્ર હશે જે તેજ ફુલાયે વૈભવે,
ગભરાયે પણ તેજ પડે દુખ જ્યાહરે. ૧૪
પવનની લ્હેરો આવે ત્હારી પાસથી,
સાથે લાવે શાન્તિનો અંશ તૂજની;
અહીં, ઉભો, તુંને આંખ્યે ગુંટડે પીઉં હું,
એ શાન્તિનો સુખથી લઊછું ભોગ હું. ૧૫

વિષમ હરિગીત.

શાન્તિ વર્ષી રાત્રિએ જે ક્યાં ગઈ તે શાન્તિ તો,
ને શબ્દ આ શું આવતો આંહીં દૂરેથી કારમો!
પલાણુ આ પવને કરી આવે ત્વરાથી એ ઝીણો,
રે હાય! એકાએક આવી કાન મુજના સોરતો. ૧૬

બંદૂકનો એ શબ્દ છે શીકારી કોઈ હોય શું !
ના, નાજ, એતો ક્રૂર કોએ મનુજ કોઈ મારીયું,
રે અધમ ! ના હું વદું વધું કાંઈ હાવે, માગુ છું
પ્રભુ પાસ આત્મા શાન્તિમાં રાખો જ એનો એહવું. ૨

---

( ૮ )

## બાળા.

વસંત૦ જે દેશ માંહિં ભમિયો નથી ત્યાંહિં દીઠી-
સૌંદર્ય તો અતુલ યદ્યપિ ત્હાં ગણાયું,-
જે સ્વપ્ન કોઈ રૂપ આ હૃદયે પ્રકાસે,-
-સ્વપ્નેજ માત્ર નિરખી ચિત નિશ્વસે છે,- ૧

સાક્ષાત્ તહીં નહિં, નહી મુજ કલ્પનામાં,
કોઈ દીઠી લાલતચારૂ સમાન ત્હારા;
મિથ્યા નહી કરીશ વર્ણન દેખી તુંને,
વૈચિત્ર્ય પ્રાપ્ત કરતી તુજ કાન્તિનુરે; ૨

જેણે ન જોઈ તુજને, રૂપ દિવ્ય જેનું,
ત્હેની સમક્ષ સહુ વર્ણન ન્યૂન ત્હારૂં,
જ્હેને થયું મધુર દર્શન ત્હારૂં ત્હેને,
શબ્દો શું આ મુખ થકી સકશે કહી કહે. ૩

રે! જેવી છું તું હવણાં સહુ કાલ રૂહેજે,
ને સુકુમાર-વય-આશ ન વ્યર્થ થાયે;
રૂહે રૂપ સુંદર સદા, તુજ સ્નેહ હાવો,
ગાઢો, વિશુદ્ધ, દૃઢ તે સહુ કાલ રૂહેજો; ૪
પૃથ્વી પરે પ્રણયમૂર્ત્તિ વશી રહે જે,
ત્હેના સમાન ચલ કો દિન તું ન થાજે;
કલ્પી સકાય મનથી અધિકીજ એથી,
નિર્દોષ ને સરલ શુદ્ધ રહે તું વ્હાલી; ૫
ને જે ઉછેરતી તુંને કંઈ લાડથી તે,
તુંમાં ભવિષ્ય વયની સહુ આશ જુવે;
રે! તું પ્રતિપળ મનોજ્ઞ થતીજ દીસે,
વર્ષાદકાલ જયમ મેઘધનુષ્ય ભાસે. ૬

---

(૯)

## પુષ્પ વિવાહ.

---

ગરબી. બાગે પ્રભાતમાં જઈ જોઈ,
જોઈ આવી સહીયર રે;—બાગે૦
વાત સુણી આશ્ચર્યની કેવી,
આવી આંહીં સહીયર રે—બાગે. ૧

ફુલ ખીલ્યાં છે માલતી કેરાં,
કરતાં વ્યાકુલ સુગંધે;—ફુલ૦
અલિકુલ દોડી દોડી આવ્યા,
જોઈ આવી સહીયરરે—ફુલ૦ ૨
ગાન ગાય છે આલ આવીને,
મુગ્ધ સુણી ફુલ થાયછેરે;—ગાન૦
ફૂલ કહે છે 'નાથ તમે', એ
સાંભળી આવી સહીયરરે—ગાન૦ ૩
જાય દોડી દોડી અલિરાજા,
મધુ ફુલનો વાયુ ખાયછેરે;—જાય૦
ક્યહારે ખરૂં કહે છે ફુલડાં તો,
ક્યહાં જાઉં હું તો હાવેરે—જાય૦ ૪
સુણ્યું છે સુણ્યું છે વળી કાંઈ,
વાત નવી બહુ એછે રે;—સુણ્યું૦
વિવાહ થાશે પુષ્પ તણા જો,
લેવા જાઉં પાનજરે—સુણ્યું૦ ૫
દોડતો વાયુ આવ્યો આંહિં,
પરિમલ શરીરે શો વ્યાપેરે,—સુણ્યું૦
બાજ પડયો અલિના માથાપર,
સાંભળ્યું કે નહિં સહીયર રે—સુણ્યું૦ ૬

---

( ૧૦ )

# પૃથુરાજ રાસાની અર્પણ પત્રિકા.

---

વસંત૦ સૂર્યાસ્ત વેળ દિન એક બધુંજ શાન્ત,
આકાશને ઘનદળે બહુ ઘેરી દીધ;
દૂરે થકી સમય તે કંઈ તેજ આવ્યું,
રૂપેરી રંગ વહીને દિશ સર્વ વ્યાપ્યું. ૧

ન્હાયું જગત્ સકલ તેજ અપૂર્વ માંહિં,
આનંદ વ્યાપિ રહિયો મન માંહિ કાંઈ;
ચંદ્રે પ્રસારિ દીધ ચાંદની રમ્ય જાણે,
છાનો રહી અમૃતધાર અમોલ રેડે; ૨
ધીમે ધીમે દળ બધું ઘન કેરૂં ભારે,
વ્યૂહો નવા રચતું જાય ફરી ફરીને,
ભંગાણ ત્યાંહિ પડિયું, વિખર્યું હવે તે,
ઘેરો ઉઠાવી લઈ નાઠું ત્વરાથકી એ; ૩

ને પશ્ચિમે શકલ મેઘનું એક દીઠું,
સૂનેરી ઝૂલ થકી ઓપતું એ શું રૂડું!
તે ઊપરે મુજ પિતા નિરખ્યા વિરાજ્યા,
ને હર્ષ શોક થકી મ્હેંય પ્રણામ કીધા; ૪

તે વેળ શાં સ્મરણુ પૂર્વ તણાં થયાં, ને
સંસ્કાર ગૂઢ ઝળક્યા મુજ ચિત્ત માંહે;
તે ચિત્ર રમ્ય કંઈ જોયું ન જોયું હેવે
સંકેલી લીધ તહિં ચાંદની ચંદ્ર છાને. ૫

હા! એ સમે મધુર ચિત્ર વિંટયું બધુંએ,
આવી ક્રૂરે ઝડપથી હીણુ અંધકારે;
ન્હાનુંશું રમ્ય ઝરણું ફુટયું હર્ષનું જે,
તત્કાળ લુપ્ત થયું શોકપ્રવાહ માંહે; ૬

કો ચિત્રકાર જ્યમ ચિત્ર સમીપ ઊભો,
રૂડું સ્વકાર્ય નિરખી મકલાઈ જાતો,
કો શ્યામરંગ લઈ તેપર નાંખી રાચે,
હા! ચિત્રકાર મન દુઃખ શું મૂર્ખ જાણે! ૭

શાંને દુખી થવું વૃથા, પળ એક માંહિં
ફેડી, દીસે, તિમિરનો પટ, ચિત્ર ત્યાંહિં,
રૂહેશે છબી સ્થિર સદા હૃદયેજ મ્હારે,
જેમાં પીંછી લઈ પુર્યા કંઇ રંગ સ્નેહે. ૮

રે અંધકાર! તુજશા જગમાં બહૂએ,
કર્વા મલિન મધુરી કૃતિયો મથે છે,
તોયે ન એ અણુ સમી પડશેજ ઝાંખી,
મ્હાલે ભલે મનસુખી સુખ એમ માની. ૯

સારંગો આ હૃદયરૂપનો માંહિ વાગી,
કર્ત્તવ્યતંત્રોજ મીઠા ધ્વનિ કાઢી ત્યાંહીં;
સ્નેહે લઈ અતુલ કોણુ કૃતજ્ઞતાનો,
ચાતુર્યથી મધુર સૂર પસારી મૂકયો. ૧૦

હે માત કીધ ઉપકાર અનેક ત્હેં તો,
તે માનવા ઉપકૃતિ તું સમીપ આવ્યો,
ભાંડૂનો સાથ સઘળાં મળી હેત ભાવે,
ને, અર્પું હું વિનયથી નમી નમ્ર ભાવે, ૧૧

આ, તાતના હૃદયથી ઉપજેલ બાળ,
બંધુ સરીખ અમ પાસ ઉભું હસંત;
સૂતું હતુંજ નિજ તાત વિયોગ દુઃખે,
લાડે ઉઠયું અહિંજ આવ્યું હમારી સંગે. ૧૨

---

( ૧૧ )

## મંગલાચરણ.



( સુંદર શિવમંગલ ગુણ ગાઉં ઈશ્વરા—એ ચાલ. )

દર્શન શુભ, શાંત, સુભગ, દે, તું ઇશ્વરા,
સુખકર સહુજનપાલક,
વિભુ મનોહરા—દર્શન૦

બંધુભાવ હૃદય માંહિં ભર નિરંતરા,
મૃદુલ મધુર ફુટયાં સુભગ પ્રેમ-અંકુરા,
સિંચ તે પરે કૃપાસુધા, તું વિભુવરા,
અમને, સહુને, હૃદયે, મતિ શુભ દે નમોં કહિયે, કરુણ હરે,
પ્રભુ મહેશ્વરા ! દર્શન૦ ૧

વર્ષ વર્ષ દે પ્રસંગ શુભ સુખપ્રદા,
વર્ષઅંત હર્ષનાદ હો મુદપ્રદા,
સર્વ શોક નાશ કરી અતીવ મોહદા,
ધનનાં દળને હરીને તુજ કિરણે, સકલ દિશે, ઝળહળતે,
જ્ઞાનરશ્મિદા ! દર્શન૦ ૨

જ્ઞાન દે તું ધર્મ દે, અહો દયાકરા!
ભક્તિ દે સુનીતિ દે, તું પ્રેમસાગરા!
ઐક્ય દે તું ધૈર્ય દે, અહો જગદ્ધરા!
બળ દે, ભવને સમરે, અતિ વિષમે, વિપદ સમે, મન ન ભમે,
સૌમ્યસુંદરા! દર્શન૦ ૩

જ્ઞાનવારિપાન કરી મધુરરસભર્યાં,
દુષ્ટ ક્રૂર રૂઢિપાશ છેદીં સત્વરા,
ધર્મ ધારીં ભ્રાતૃભાવ રાખીંયે સ્થિરા,
નમિને, નમિને, સહુએ, વિનતિ કરે, આશિષ એ, મંગલ દે,
હે કૃપાકરા! દર્શન૦ ૪

---

(૧૨)

## શાન્ત ગીત.



મ્હાડ. ઊંઘે ઊંઘે વ્હાલી મ્હારીરે,
ઊંઘે શાન્તિથીં નાર;
ઉનાળાની રાત્રિતણા, ઓ,
તારા! ભૂરા નભ મોઝાર,

દૂર છુપાવો તેજ ત્હમારૂં,
સૂનેરી રંગે રંગનાર;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૧

રમ્ય નિશાના ચંદ્ર રુડા, ઓ,
અમૃતધાર વ્હેનાર!

દૂર પશ્ચિમ ટેકરીયો નીચે
ડૂબ્ય રુપેરી તેજે આવાર;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૨

રાત્યતણા કંઇ ધીર પવન, ઓ!
પેલી વેલી ચઢતી જે ઠાર,
ત્યાંહિં ત્હારી આ ચપળ પાંખ્યોને
સંકેલી લે સુકુમાર;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૩

રાત્રી કેરાં મીઠાં સ્વપ્નો, ઓ!
કહેજો હેને તુજ કાંત,
જ્યહારે ગાઢી નિંદ મહીં તું,
લે તુજ સંભાળ નિતાંત;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૪

---

( ૧૩ )

## વ્હાલાં.

---

ગરબી. વ્હાલાંઓ તો એકે એકે ચાલ્યાંરે,
તે વિણ ભાસે સર્વ સ્થળો બહુ સૂનાંરે;
ક્ય્હાં એ હોશે, કોણ મ્હને એ કહેશેરે ?
ખોળું ક્ય્હાં હું ? શૂન્ય દિસે દિશ સર્વેરે. ૧
ફાંફાં, ફાંફાં, હાય ! વૃથા હું મારૂંરે,
આ ભવમાં તો એ વ્હાલાં નહિં દેખું રે;
દુઃખીનાં કો દુઃખ નિવારી નાંખો રે,
અજ્ઞાનીને જ્ઞાનસુધા કો પાઓરે. ૨
ધો, ધો, શાન્તિ તપ્ત હૃદયને ઠારો રે,
નિર્બળને કો બળ આપી ઊગારો રે,
ડૂબ્યો, ડૂબ્યો, ભવસાગરમાં ઊંડો રે,
અંધતણો આ હાથ, અરે ! કો સાહો રે. ૩
ધાઓ, ધાઓ, બળતાને બૂઝાવો રે,
વ્હેલા, વ્હેલા, પડતાને કો ઝાલો રે,
અંધારે આ આથડતાને દોરો રે,
ભૂલ્યાને કો સીધે રસ્તે લાવો રે. ૪
ક્હેંાને ક્ય્હારે ખોયાં જનને મળશું રે,
ક્હેંાને ક્ય્હારે વ્હાલાં જનશું રમશું રે;

કહૉને ક્ય્હારે પ્રિયજનને ભેટીશું રે,
આનંદે, કહૉ ક્ય્હારે વાતો કરીશું રે ? ૫

રે, મન ! ત્હારૂં સુણતું કો છે નાહિં રે,
વનમાં રોવા સમ ભાસે આ આંહિં રે;
જગના જન તો નિષ્ઠુર દીસે સર્વે રે,
એક પળે એ રોતા હસતા સાથે રે. ૬

મળશું, મળશું, વ્હાલાં ! મળશું નિશ્ચે રે,
ભવથી છૂટી આવી ઇશ સમીપે રે;
હેને ધામે પ્રેમ નિરંતર મળશે રે,
આનંદો ને સુખ ત્ય્હાં સદાયે જડશે રે. ૭

વ્હાલાં, ત્યાંહી વાટચ હમારી જોજો રે,
નિત્ય સુખોનો સ્વાદ અનેરો લેજો રે;
ત્ય્હાં મળશું, ત્ય્હાં રમશું, ત્ય્હાં ભેટીશુ રે,
વાતલડી મીઠી મીઠી ત્ય્હાં કરશું રે. ૮

---

( ૧૪ )

## કોયલને.

રોળાવૃત. સ્વાગત, સુંદર, કુંજ મહીં વસનારી તુંને,
વસંત કેરી રમ્ય મનોહર દૂતી ! તુંને;
વનનો તુજ આવાસ હવેજ મહેશ સમારે,
જે વનવૃક્ષો ગાન તુંને સ્વાગતનાં ગાયે. ૧

જ્‌હારે પુષ્પો કરે સુશોભિત લીલી ભૂમિને,
તે વેળા તુજ મધુર સુરો નિશ્ચય સુણીયે;
છે કો તારો જેહ તુંને આ પંથ બતાવે,
કે જે વર્ષ વહી જતા તાણું ભાન કરાવે? ૨

અહિં આવી દેનાર મુદા મુજ મનને તું હે!
કુસુમસમય અભિવંદું તુજ સાથે હું આજે,
ને કુસુમિત આ કુંજ મહીં પક્ષિ મંજુલના
સુણુંછું હું આ ગાન તણા સુર મીઠામીઠા. ૩

વિદ્યાર્થી કો બાળ ફરંતો તરુકુંજોમાં
તોડી લેવા પુષ્પ ગુલાબ તણાં શોભિતાં,
સુણિને એકાએક વસંત તણા નવરવને
શ્રવણસુભગ તુજ ગાન તણો પ્રતિશબ્દ કરે છે. ૪

આંબે આંબે મ્હૅાર સલૂણા ઝૂમે જ્‌હારે,
શબ્દપૂર્ણ તુજ સ્થાન મહીં તું ઊડી આવે,
અતિથિ તું થાય પછી બીજે સ્થળ વર્ષે વર્ષે,
એમ ફરી, અહિં વસંત બીજીને અભિવંદે. ૫

.... .... .... .... ....

.... .... .... .... ....

રે, જો ઊડી સકું હું તો ઊડું તુજ સંગે !
ને આપણુ બે પાંખ્ય થકી, જે ભરી આનંદે,
ઊડી ફરિયે સર્વ ભૂમિમંડળ પ્રતિવર્ષે,
સલુણી સુંદર વસંતનાં સહચર આપણુ બે. ૬

---

( ૧૫ )

## રાત્રિયે.

---

મંદાક્રાન્તા. રાત્રે જ્યહારે સકલદિશમાં શાન્તિ રેલી રહે છે,
નિદ્રા આવી સકલજનને જાળમાં ઘેરી લે છે,
તે વેળાએ અતિ ચપળ જે મંદ, ઝીણા, પદોના
શબ્દો આવે દૂરથી, સુણતાં તે શું લાગેજ મીઠા ! ૧
આવે હાવા મૃદુ પદ ભરી રાત્રિની શાન્તિમાં જે,
ત્હેને પ્રેમે હૃદય મળવા વેગથી દૂર ઊડે,
ઉત્કંઠાથી ધડકો ધડકી, તે મહીં સ્પંદ થાયે;
આહા ! કેવું સુખમય તથા રમ્ય તે સર્વ લાગે ! ૨
ને કહેવું કે "પ્રિય મુજ ! થયું મોડું છે," એમ રાત્રે,
દેવો ત્હેને મૃદુલ ઠપકો આમ વિલંબ માટે,
ચંદા જ્યહારે નિજકરથી આ ભૂમિ તેજેથી લીપે,
આહા ! કેવું પ્રિય મધુરું તે ચિત્તને સર્વ લાગે ! ૩
ને રાત્રિયે દયિતજનની સાથ અન્યોન્ય લેવાં

ગાઢાં ગાઢાં સુખદ બહુ તે મૂક આલિંગનોમાં,
ને પ્રેમેથી સુભગ બનતાં, લાડમાં જે અબોલાં,
શા શા શબ્દો મધુર ! અતુલો થાય આનંદ ત્હેમાં. ૪

---

( ૧૬ )

## યથાર્થ સૌંદર્ય.

---

વસંત.

જે પ્રીતિ પાટલ કપોલ પરે કરે છે,
કે જે પ્રવાલસમ ઓષ્ઠથી ખૂશ રૂહે છે,
તારાસમાનનયનેંધનથી મથે જે
કામાગ્નિને સતત દીપ્તજ રાખવાને,
જ્યહાં જીર્ણ કાળથી વિનષ્ટ થશે સહુ એ
ત્યહાં જ્વાળ ત્હેની લય પામી જશે અવશ્યે; ૧
ઉત્કૃષ્ટ ને સરળ ને દૃઢ ચિત્ત હોયે,
ઇચ્છા સુશાન્ત, સુકુમાર વિચાર હોયે,
પ્રીતિ સમાન થકી યુક્તજ ચિત્ત થાયે,
ત્યહારેજ અગ્નિ ચિરકાળ સુધી જ્વળે એ;
જ્યહાં આ સહુ નવ દીસે તહિં માનું તુચ્છ
હું, ચારૂ નેત્ર, અધરોષ્ઠ, કપોલ,-સર્વ. ૨

---

( ૧૭ )

## ભાવિચક્ર.

વિષમહરિગીત.

ભાવિ ! ત્હારૂં ચક્ર ફેરવ્ય પાડય નીચા મત્તને,
તુજ ઘોર ફેરવ્ય ચક્રને રવિ તેજમાં કે દુર્દિને;
તૂજપેં કે તૂજ ચક્રે સ્નેહ કે ધિક્કાર ના,
તુજ ચક્ર ફેરવ્ય, ભાવિ ! કાંઇ ક્રોધ કે આનંદમાં;

ચંડ તે ચક્રે થકી ઊંચા નીચા જઈએ નહીં,
ભંડાર છે થોડો પરંતુ હૃદય અમ મ્હોટાં અતિ;
ત્હારા સ્મિતે હસશું અમે બહુ ખેતરોના અધિપતિ
હસશુંજ ગુસ્સે થાય તોયે, હાથ અમના અમ ધણી;

મનુજ, કાં જે, મનુજ છે, નિજ ભાગ્યનો સ્વામીજ તે,
તુજ ચક્ર ફેરવ્ય, ભાવિ ! ફેરવ્ય ચકિત જનની ઊપરે;
તુજ ચક્રને તું તો ખરે આ મેઘમાંની છાય છો,
તુજ ચક્ર કે તુજ ઊપરે નહિ સ્નેહ કે ધિક્કાર તો.

( ૧૮ )

# ગભીરૂં સ્વપ્ન.

ગરબી. ( લોચનમનનો રે કે૦ એ ચાલ )

વ્હાલી ! દીઠું સ્વપ્ન કાંઈ ગભીરૂં સ્વપ્ન દીઠું છે,
રમણીય સુઝવણુ કાંઇ કરીને લુપ્ત થયું છે-વ્હાલી૦ ૧
ઊંચી ટેકરી ઊપરે ચંદ્રા ઝીણી ચળાય,
ત્હેવે ત્ય્હાં હું ડૂબિયો ગૂઢ વિચારપૂરની માંહ્ય,
ગહન એ પૂર ગભીરૂં-વ્હાલી૦ ૨
'મનુજ છાય સમાન છે, જીવન સ્વપ્નુ છેજ'
એમ વિચારી હું ફરૂં, દીઠો દિવ્ય પુરૂષ ત્હેવેજ,
મધુર બંસી હાથ ગ્રહી'તી-વ્હાલી૦ ૩
પળમાં વાગી વાંસળી, સુણિયા સૂર અનેક,
દિવ્ય મધુર રવ રેલિયા, અનુપમ કાંઇ કોમળ છેક,
રસિક મન ડૂબી ગયું ત્ય્હાં,-વ્હાલી૦ ૪
સર્જન આત્મા સ્વર્ગમાં સુખ ભોગવવા જાય,
ત્ય્હારે સંસ્કાર દુઃખના, ગાન સ્વર્ગીયથી ભૂસાય,
સમાન તે ગાન સુરો આ-વ્હાલી૦ ૫

સાનંદાશ્ચર્યથી ઘણા માનર્થો નિર્ખુ જ્યહાં,
બોલાવ્યો મુજને કહી 'આવ્ય, માનર્વા, તું અહિંયાં'
જઈ ત્યાંહિં પાય પડયો હું–વ્હાલી૦ ૬

ઊંચી ટોચે ત્યાંહુથી ચાલ્યો ત્હેની સાથ,
સુણ્ય વ્હાલી ! જોયું પૂર્વમાં પૂર પાણીનું કાંઇ અગાધ,
ઉંડી ખીણમાંહી વહંતુ–વ્હાલી૦ ૭

'દુઃખની ખીણજ પેલી છે, પેલું અનંતતાનું પૂર,
'દાન તિમિરેથી નીકળે, અંધકારે ભળી ગયું દૂર,
અંશ એક કાળ છે હેનો'–વ્હાલી૦ ૮

'માપે સૂર્ય એ કાળ જે પ્હોંચે જગઆદિથી અંત,
'પણ એ ઓઘ ગભીરમાં, જો જો પેલું શું છે દીસંત,'
વધો એમ ધીર સ્વરે એ–વ્હાલી૦ ૯

એ સાગરના મધ્યમાં નિર્ખ્યો પૂલ મહાન,
ભાગી ને આખી મળી શત ત્હેને હતીજ કમાન,
વિખંડિત દૂર ઊભેલો–વ્હાલી૦ ૧૦

" 'મનુષ્યજીવન' એજ છે, જાણ્ય મનુજના બાળ,
"સહસ્રકમાનો હતી પૂરી, ઘસડાઈ ગઈ કોઈ કાળ,
મહાન કો રેલની છોળે"–વ્હાલી૦ ૧૧

"તે પૂલની ઊપરે, જો, જો, શું દેખાય, "

એમ વધો, મ્હેં જોયું ત્યહાં, લોકસમૂહ તે પરથી જાય,
તિમિર ઘન છાયું બે છેડે–વ્હાલી૦ ૧૨

અસંખ્ય બે છેડે, અને મધ્યે આછી છેક,
બારીયો ગૂઢ જે હતી ત્યહાંથી પડતા લોક અનેક,
અગાધ એ ઓઘની માંહી–વ્હાલી૦ ૧૩

થોડા કોઈ ચાલતા, ધીમા આગળ જાય,
પણ પથ લાંબાને લીધે થાકી પડતા પૂરની માંય,
અદ્ભુત બહુ આ સહુ દીસે–વ્હાલી૦ ૧૪

કોઈ હસે આનંદથી, પણ પળમાં પડતાજ,
તરવા તરણાં ઝાલતા, દેખી શોકે ભર્યું મન ત્યહાંજ,
દબાયું એ ભારની નીચે–વ્હાલી૦ ૧૫

જુવે ઊંચા આકાશમાં ચિંતનપૂર્વક કોઈ,
બુદ્બુદ ચળકંત નાચતા ત્હેને મથતા લેવા કોઈ,
અદૃશ્ય સર્વ થાતા લથડતાં–વ્હાલી૦ ૧૬

આ વેળા કો હાથમાં, ધસતા, ખડ્ગ ગ્રહીજ,
છૂપા દ્વારમાં નાંખીને બળથી કોને જવા દે નહીંજ,
હૃદય ફાટી જાયજ જોતાં–વ્હાલી૦ ૧૭

ત્યહાંથી દૃષ્ટિ ખસેડીને ઊંચું જોયું મ્હેં,

ત્ય્હારે હેંણે પૂછ્યૉંયું 'શું દીસતું મુજને કહે,
ઉંડો અર્થ તૂંને કહુંં હું'-વ્હાલી૦ ૧૮

'પક્ષી ટોળાં ઉડતાં પૂલ પરે દેખાય—
'ગીધ, કાગ અનેક, ને બાળ પાંખ્ય ધરેલાં માંહ્ય,
ઉડે, બેસે, ત્હોને એ શું છે,—વ્હાલી૦ ૧૯

'ઈર્ષ્યા, લોભ, વહેમ, ને ક્રોધ, મોહ, મદ, કામ,
'એ છે, મનુજજીવન મહીં ઉપદ્રવ કરતા એ તમામ,
જીવન ઝેરી એજ કરંતા'—વ્હાલી૦ ૨૦

'હાય! મનુજ વૃથા ઘડયો, દુઃખ મૃત્યુને આધીન,'
જોઈને બહુ ઘોર આ થયો હું એ વિચારમાં લીન,
દયા આવી દિવ્ય પુરુષને—વ્હાલી૦ ૨૧

'અનંતતાના પંથમાં પગથી ત્હેલી આજ,
'મૂકી દૂર તું એહને, ઘન તિમિરમાં જો હાવાંજ,
પડી મર્ત્ય જ્યાંહીંજ જાતા'—વ્હાલી૦ ૨૨

વિખર્યું તિમિર અભેદ્ય કે બીણુને બીજે અંત
ત્હોટો સાગર ગાજતો, મધ્યે વજ્ર ખડક દીસંત,
દૈવી શક્તિથી ત્હેં એ જોયું—વ્હાલી૦ ૨૩

ભવ્ય ખડક એ ત્યહાં ઉભો ભેદી સાગરપૂર,

ઘનદળ એકજ બાજુએ ઉભું, જોઈ શકું ના હું દૂર,
છવાયું જ્યહાં તિમિર એ ગાઢું—વ્હાલી૦ ૨૪

પણ બીજી બાજૂ દીસે વિશાળ સાગરમાંહિ,
ફળ ફૂલેથી શોભતા અણગણ દ્વીપ સુંદર ત્યાંહિ,
મનોહર દ્વીપ ઘણેરા—વ્હાલી૦ ૨૫

નિરખ્યાં ત્યહાં કોએ ધર્યાં શોભન વસ્ત્રો અંગ,
કોએ નિજ શિર વીંટિયા પુષ્પહાર સુગંધિ સુરંગ,
મધુર સૂર કોના સુણ્યા ગ્હેં—વ્હાલી૦ ૨૫

કોઈ તરુકુંજે ભમે, એહ નિર્ઝર પાસ,
કો સૂતા કુસુમો તણી શય્યામાં મૃદુ રમ્ય સુવાસ,
સુવાસિત થાય દિશાઓ—વ્હાલી૦ ૨૭

મધુર સ્વરેથી ગાય ત્યહાં પક્ષી મૃદુલાં ગાન,
ને વાદ્યો ને ઘોઘના રવ સુખિયા કરતા કાન,
હૃદે મુજ આનંદ વ્યાપ્યો—વ્હાલી૦ ૨૮

'પાંખ્યો હોયે તો ઉડી જાઊં ત્યહાં તત્કાળ,'
વિચારૂં ત્યહાં દૂત એ દિવ્ય બોલ્યો 'અરે ઓ, બાળ!
મૃત્યુદ્વારથી ત્યહાં જવાયે—વ્હાલી૦ ૨૯

'તે દ્વારો, જો, પૂલપર ઉઘડે વારંવાર,

'લીલા જે દ્વીપો દીસે, સિંધુ માંહિ તેતો છે અપાર,
રેતીકણુ કરતાં અધિક છે'–વ્હાલી૦ ૩૦

'ચક્ષું તુજ પ્હોંચે નહીં, કલ્પી નાજ સકાય,
'હેવા અણુગણુ આ દ્વીપોમાંહિં મહેલો ઘણા સોહાય,
ઉંચા નભશું વાત કરંતા'–વ્હાલી ૩૧

'કૃત્યો પુણ્યનાં જેહણે કીધાં જેવાં હોય,
'તેવા દ્વીપો તે પામતા, સુખો અવનવથી એ રહૅાય,
ઘણેરાં સુખ નિત્ય ભરિયાં '—વ્હાલી૦ ૩૨

' રે, માનવિ ! કહે હવે, દુખમય જીવન આ,
' જે જીવનથી મેળવી સકે તું ફળ મંગળ આ ?
મનુજ જન્મ અફળ નથી આ'—વ્હાલી૦ ૩૩

' જે મૃત્યુ લેઈ જશે સુખમય જીવન માંહ્ય,
' ભય શો તે મૃત્યુ તણો ધારે છે તુજ મનની માંહ્ય,
અનંતતા છે સંઘરી ત્ય્હાં '—વ્હાલી૦ ૩૪

જોયા સુંદર દ્વીપ એ, આનંદ કાંઇ ઉભરાય,
અંતે વીનવી મ્હેં કહ્યું ' ગૂઢ તત્ત્વ મુંને તું દેખાડય,
પેલા ઘન દૂર તિમિરનું '—વ્હાલી૦ ૩૫

એમ વદીને થોભિયો, ઉત્તર મળિયો નહિં,

મ્હારે મ્હેં જોયું ફરી, તો તો ત્હેને દીઠો મ્હેં નહિ,
અલોપ થયો ત્ય્હાંથકીએ—વ્હાલી૦ ૩૬

પેલો સિન્ધુ ગર્જતો, ખીણ, કમાનો, પૂલ,
પેલા સુખવહ દ્વીપ સહુ, ત્ય્હાંથી ઊડી ગયાજ સમૂલ,
ઉઠી જ્ય્હારે ઝબકી મ્હેં જોયું—વ્હાલી૦ ૩૭

સંસ્કારો એ સ્વપ્નના, મનમાં રમતા આજ,
નાવ તણા લીંટા રહે ત્યમ સ્વપ્ન પૂંઠે રહિયાજ,
ધૂંટે મન મ્હારૂં ઘણુંએ.—વ્હાલી૦ ૩૮

---

( ૧૯ )

## સ્વદેશપ્રીતિ.

---

શિખરિણી.

હશે કોઈ એવા જડ હૃદયનો માનવિ કહીં,
હશે કીધું જેણે નહિ નિજ મને તો દિન કદી?:—
હશે એવો ક્યાંહીં નવ વશિયું આ જેહ ચિતમાં:—
"ખરી આ છે મ્હારી પ્રિય સુખદ છે જન્મભૂમિ આ."? ૧

વસે કોઈ જેનું હૃદય નવ અન્તર્તપા રહ્યું,

વિદેશોમાં દૂરે ભટકી ભટકીને બહુ બહુ ?
સ્વદેશે જાવાને ત્વરિત થઈ પાછો જવ વળે,
નહીં જેનું હૈડું તલપી તલપી આગળ ધસે ? ૨

વસે જો હેવો કો, જઈ તહિં જુવો ધ્યાન ધરિને,
ન કો ગાશે ત્હેનાં મધુર સ્તુતિનાં ગાન કહિયે;
ભર્યો કીર્તિગર્વે ધરી બહુ ઉંચા માન પદને,
અને ત્હેને ભારે અઢગ મનમાન્યું ધન મળેઃ— ૩

ભલે સત્તા, સંપત્, પદવી પણ ત્હેને મળી રહે,
છતાંયે અન્તે તો અધમ જન તે સ્વાર્થપર છે;
જીવે તે, તેમાં શું ? વિશદ યશ તો દૂર મૂકીને
જીવી, પામે મૃત્યુ જગ મહિં વળી બેવડું ખરેઃ— ૪

જશે તે નિશ્ચે આ ધુળ મહિં ભળી જ્યહાંથી ઉપન્યો,
અને સંભારીને નહિં કદી રુવે પૃથ્વી પર કો,
અને ત્હેને કોઈ નહિં નહિં દિયે માન કહિયે,
સ્તુતિ ગાનો કોઈ નહિં નહિં કદી ગાય હરખે.— ૫

( ૨૦ )

## ગરવી ગૂજરાત.



મ્હાડ.

મ્હારી ગરવી એ ગૂજરાત રે
સોહે રુડેરી રસાળ !
રમ્ય લીલાં તરુ કેરી ભૂમિ હે
મધુરી ચારૂ વિશાળ,
જનુનિ ! કોડે લાડ કરીને
ઊછેરે તું કવિ–બાળ;— મ્હારી૦
નદીતળાવોથી પૂર્ણ ભૂમિ રે
દીનની લેતી સંભાળ,
વ્હાલી મ્હારી તું માતૃ–ભૂમિ હે
સુખ દેતી સહુ કાળ;— મ્હારી૦
વત્સલભાવે ગુંથાયાં પ્રેમે
હું, તું, ભૂમિ રસાળ !
તે દૃઢ બંધ નહિ છોડી સકે રે
મનુજનો હસ્ત કો કાળ; મ્હારી૦

---

( ૨૧ )

# રામવિલાપ.



માલિની. બહિર પણ ન પદોની પંક્તિ, માંહીં નથી કો,
ક્યમ નહિં અહિં સીતા, પર્ણશાળા બીજી કો ?
હું પણ નહિં શું હુંતો ? સર્વથા રામ હું જો,
વિરહ ક્ષણ ખમી ના હું સકું, રે ! સીતાનો.

આર્યા. વાસયષ્ઠિ રે ! મુજની, પર્ણશાળાને આંગણે વસતી,
હા ! ભૂતળેથી નીકળી, ચંદ્રલેખા, અરે ! તું વ્હાલી;
મ્હારા આ જીવનના અવલંબન માટે હતી તું શાખા,
વૈદેહિ ! વૈદેહિ ! ક્યહાં તું ગઈ કહે તું ગઈછું કય્હાં !

વસંત. હે આયતાક્ષિ ! અધરામૃત ચાખ્યું છે ના;
ચાંપ્યું શરીર કુણું શિરીષશું હૃદે ના;
લજ્જા ! તું રોકય નહિં, કણ્ઠ મુકી, મુકી, દે,
રોવા તું દે, 'મુજની જાનકિ જાનકી હે' !
વ્હાલી ! તું છે જનકવંશજયધ્વજા હા !
મ્હારી ચકોરરૂપી આંખ્યની ચંદ્રલેખા.

શાર્દૂલ. હે ગંગા સુભગા તું રમ્ય જળથી, દેખી પ્રિયા જાનકી ?
લેવા તે કમળો ગઈ શું, કરવા વિનોદ કે એ ગઈ ?

સ્રગ્ધરા.

વૃક્ષો ! વ્હાડે ઉગ્યાં જે, બહુ ફુલથોં ઝુકયાં વાયુથી હાલતાં, હે !
પૂછે વ્યાકુલ ચિત્તે, સુત દશરથનો, રામ શોકે બળેલો,
બિમ્બોષ્ઠી ચારુનેત્રા ગજસમજતી જે લમ્બકેશી સુમધ્યા,
હા સીતા ! લીધી કોણે, મુજ હૃદય વશી, દેખી કોએ કહિં કે ?

હરિણી. જળધર નવો આવ્યો સજ્જી, ન ગર્વિત રાક્ષસ,
સુરધનુ અહિં દૂરે ખેચ્યું, ખરે નહિં કામહું;
સખત ઝડિયો વર્સે આતો, નહીં તીર આવતાં,
વિજળી ચળકે સોનાલીટી, નથી પ્રિય જાનકી.

શાર્દૂલ. તે રેવા નદી આજ, એજ વન આ, ને તેજ આ મંડપ,
આ છે પર્વત એજ; ને મલયથી વાયુજ આવે છ એ;
આ છે તેજ તળાવ સ્વચ્છ; પણ હા ! ઉંચાં સ્તન દ્વંદ્વના
ભારેથી ધીમી ચાલતી નહિં દીસે વ્હાલી પ્રિયા જાનકી.

અનુષ્ટુભ્. સુખદે મુજ આંખ્યોને જાણે સીતાનું ઝાંઝર,
સૌમિત્રે એ કહે કહોનું ? બીજાં ભૂષણ મેળવી,
(લક્ષ્મણ)— કેયૂરો ઓળખું ના હું, કંકણો ના હું ઓળખું,
પરંતુ ઝાંઝરો જાણું, નિત્ય વંદ્યાથી પાદને.

શાર્દૂલ.

(રામ)—ચાલો લક્ષ્મણ બેશિયે તરુતળે, જોરે તપે સૂર્ય આ;
(લ.)—રાત્રે સૂર્ય ક્યહાંથી હે રઘુપતે ! દેખાય છે ચંદ્ર આ;

(રા.)–એ, તું, વત્સ ક્યહાંથી જાણ્ય? (લ.)–કયમકે જો ધારતો મૃગ,
(રા.)–ક્યહાં, વ્હાલી તું છું, હા મૃગાક્ષિ રસિલી, ચંદ્રામુખી જાનકી!

સ્વાગતા. ચંદ્ર, છે કિરણ શીત, મુને કાં
બાળ્ય અગ્નિથી ભર્યાં કિરણોથી;
તીરથી તુજ કરૂં શત ભાગો,
જો સીતાશું મુખ હોય ન ત્હારૂં.

શાર્દૂલ. (રામ)–તું છે કોણ? (લ.) શું આ રઘુપતિ!
હું તો છું આપનો સેવક,
(રામ)–હું છું કોણ, તું, વત્સ! બોલ્ય જલદી,
(લ૦) છો આપ તો રાઘવ;
(રામ)–એકાંતે વનમાં શું આંહિં કરિયે?
(લ૦) રે દેવીને શોધિયે,
(રામ)–કી દેવી? (લ૦) જનકાધિરાજની સુતા,
(રામ) હા! જાનકી, હા! પ્રિયે!

અનુષ્ટુભ્. રાજ્યનાશ, વનેવાસ, ગઈ સીતા, પિતા ગયા,
એકેક દુઃખ હેવું કે શોષી નાંખે સમુદ્રને;

ઇંદ્રવજ્રા.

ના જાઉં છેડે દુખ એકને હું, પારે થવું જેમ સમુદ્રને, રે,
ત્યહાં બીજું આવી ઉભું મ્હારી સ્હામે, ભેગા! અનર્થો બહુ થાય છિદ્રે.

અનુષ્ટુભ્. કૈકેયીએ કીધું સારૂં, રાજ્ય ભરતને દિધું,
જે ન રાખી સકયો ભાર્યા, તે પાળી પૃથ્વી શું સકે !
તાતે પણ કીધું સારૂં, વને વાસ મુને દિધો,
એટલીએ નહીં બુદ્ધિ, ન સોનામૃગ ઓળખ્યો.

આર્યા.

સગરથી કીર્તિ સાગરની, ગંગાતણી કીર્તિ ભગીરથ થકી,
હમારી કીર્તિ હેવી કે એક ભાર્યા ન સંભાળી.
તાત વિયોગ ખમ્યો છું, સહન કિધો વિયોગ રાજ્યલક્ષ્મીનો,
સહ્યો મ્હેં વનમાં વાસ, પણ ન ખમી સકું સીતાનો વિરહ.

અનુષ્ટુભ્. કણ્ઠે નથી મુકયો હાર, મ્હેં વિશ્લેષ તણી બ્હીકે,
હવે તો આપણી વચ્ચે નદીસાગરપર્વતો !

ઉપગીતિ. જાનકિ, જાનકિ, મૈથિલિ, મૈથિલિ, વૈદેહિ, વૈદેહિ,
જનકસુતા, જનકસુતા, સીતા, સીતા, ગઈ તું ક્યહાં !

---

( ૨૩ )

## સહનશીલતા.

---

શિખરિણી.

સહે શાં શાં દુઃખો હૃદય નવ ફાટે પણ, અરે !
ખમે શાં શાં દુઃખો શરીર નવ તૂટે પણ મરે;

પડે મ્હોટાં દુઃખો શરીરપર, હૈયું પણ ચીરે,
સમો મૃત્યુ કેરો સમીપ અધિકો તોય ન સરે;-
દ્રુત૦ સમય તો યમ તે નિજ સાધશે,
સહન ત્ય્હાં સુધી દુઃખ બધાં થશે. ૧

શિખરિણી.

સુવૈદ્યોનાં શસ્ત્રો નિરખિ મન ન્હાસે વળિ ધ્રુજે,
નસો નાડી ત્રાસે જડ બની રહે ક્રૂર થકી તે;
હરી લેશે જાણે તીણી અણિથી કંપંત જીવ તે,
પરંતુ પીડાઓ અતિશય થતી તીવ્ર જણવેઃ-
દ્રુત૦ શરીરમાંસ ચીરાઈ બધું જશે,
સહન એ પણ દુઃખ સહુ થશે. ૨

શિખરિણી,

વળી માર્ગે મ્હોટું દળ ચઢિ રહ્યું શોકનું દિસે,
સમીપે આવે ત્ય્હાં છટકીજ જવા યત્ન કરિયે
કંઇ બ્હારી ખોળી; રુદન કરિયે, પ્રાર્થન ઉરે,
પરંતુ વાગે ઘા જવ તવ હૃદે શાન્ત થઈ રૂહે;
દ્રુત૦ નવ પીડા તણું તૈક્ષ્ણ કંઇ ધરે,
સહન તોપણ દુઃખ બધું થશે. ૩

શિખરિણી.

બીજી વેલી માંહીં નિજ જીવનવેલીજ વીંટિયે,
હૃદે રાખી પેલી પ્રિયતર પ્રિયાવેલી ગણિયે;

પછી મૃત્યુ પંજે પ્રિય જીવન એ મંદ થઇ રૂહે-
મુકી જાયે વ્હાલી;-જડ મૂઢ બની સ્તબ્ધ રહિયે,

દ્રુત૦ નવ મરાય, અરે! મૃત પાછળે,-
સહન એ પણ આપદ થાય છે. ૪

શિખરિણી.

જુવો, દુષ્કાળે તો વિણજળ તૃષા વેઠી જીવિયે,
બહુ આધિવ્યાધિ વિધવિધ વિયોગો નડી રહે;
નડે પીડા, શોકો;-જીવન જીવ ને દેહ ઉપરે
બધુંયે વીતાડે,-પણ મરી જવાતું નથી, અરે!-

દ્રુત૦ પડીશું માંદગીને મુખ આપણે,
થઇશું ખિન્ન દુખી બહુ આપણે,
બનીશું મૂઢ ઘણા વળિ આપણે,-
સહન તો કરશું બધું આપણે. ૫

---

( ૨૮ )

## ભ્રાન્તિ અને શાન્તિ.

---

ઉપેંદ્ર૦ પ્રિયે! જશે તું હત મ્હેં વિચાર્યું,
વિયોગથી રોત નહીં કદી હું;
પરંતુ જ્યહારે તુજ સંગમાં હું,
ભુલી ગયો કે હતી મર્ત્ય તો તું. ૧

વિચાર કોદી મનમાં ન આવ્યોઃ—
થશે કદીયે તુજ કાળ પૂરો;—
ત્હેને હું જોઈશ સમોજ છેલ્લો,
નહીં હસી બોલીશ તું દિને કો. ૨

અને હજીયે મુખ તે નિહાળું,
અને ફરી તે હસશે, વિચારૂં;
પરંતુ, " હું તેહ વૃથા નિહાળું, "
વિચાર એ તો નઃ ઉરે સહું હું. ૩

હું બોલું છું તોય ન તું વદી દે,
અધુરૂં જે રાખતોં ના કદીયે;
અને હવે તો મનમાંહિં લાગે,
નકી અહીંથી, મધુરી! ગઈ છે. ૪

રહે પ્રિયે! જેવોં છું તેવીં જો તુંઃ—
થયેલ આ શાન્ત શરીર ઠંડું,
પ્રશાન્ત, આલિંગું હૃદે હું ત્હારૂં,
કપોલ ચુમ્બું સ્મિત જ્યહાં રમંતું. ૫

સમક્ષ જ્યહારે શબ શીત ત્હારૂં,
મ્હને તું ભાસે હજી ગ્હારીં છું તું;
પરંતુ જ્યહાં ભસ્મ કરૂં ત્હને હું—
રહું હવે, હા! ફરૂં એકલો હું. ૬

પ્રિયે ! ગમે ત્ય્હાં વસતી હશે તું,
ન ધારૂં કે ભૂલી જશે મ્હને તું;
ત્હને હૃદે હું દિન રાત ધારૂં,
અને કરૂં શાન્ત હું ચિત્ત મ્હારૂં. ૭

પરંતુ ત્હારે વદને વસ્યું'તું
અપૂર્વ ને દિવ્યજ તેજ રૂડું,
ન કલ્પના દોરી સકેજ તેવું
અને ન તે આણી સકેજ પાછું. ૮

---

( ૨૪ )

## આભાસ.

વસંત. પાછો ફરી ફરી અહિં મુજ ઘેર પેઠો,
જૂને અને પરિચિત સ્થળ આવી બેઠો;
ને તેજ છાંય ઘડી આવી ઘડી જતાં રૂહે,
જય્હાં હું વિચાર મહિં લીન થયો સ્થળે તે. ૧

શિખરિણી. પરંતુ વેલીયો વધી ગઇ વસંતે બહુ અહીં,
ચઢાવી શાખાઓ ઉંચી ઉંચી વિંટી બ્હારી સઘળી,
પરાગી પુષ્પો આ પવન થકી નીચાં નમી રહ્યાં,-
ઘણું જૂદું ભાસે પ્રથમ કરતાં સર્વ અહિંયાં. ૨

વસંત. તે સ્થાનમાં તરુ પ્રયત્ન કરે શું એવો,
સૂર્યપ્રકાશ ન પ્રવેશ કરે સમૂળો;
આનંદપૂર્ણ ગૃહ જે હતું એક વાર,
તે શોકપૂર્ણ કરવા મથી રહે શું આજ. ૩

શિખરિણી. અને દ્વારે ઊભાં પ્રિયજન થયેલાં ગત ઘણાં,
સુણ્યા મીઠા સૂરો શ્રવણ મહિં તે તો રમી રહ્યા;
અને તે સૂરોએ પ્રિયતર જગાવ્યા સ્વર ચિતે,
પ્રિયા કેરા હાવે રહી રસિલી જે મૌન ધરીને. ૪

માલિની. પ્રથમ સરિખ હર્ષે પૂર્ણ સૂરેથી ભાવે,
પ્રિયમનગમતાં જે ગીત તે બાળ ગાયે;
મનહર પ્રિય ત્હેને પુષ્પ ચંબેલીનાં જે
નવનવ ગજરાઓ તે ફુલોના ગુંથે છે. ૫

ઉપજાતિ. પથે પ્રિયાનાં પગલાં અધીરાં,
લજ્જા સ્મિતો ધારી ઉભી રસીલાં,
મુગ્ધા તણા, હર્ષથી, શબ્દ ધીમા,—
સ્મરૂં હું તે, ને ભણકાર વાગ્યા. ૬

ભૂલી ગયો શોક બધો હું ભારે,
કંઇ મનોદ્વેગ પડયો વિસારે,
ઉરે થયું કે હમણાં ગઈ છે,
અને અહીં સદ્યજ આવશે એ. ૭

વંશસ્થ. કદાચ્ સુવેણી ગુંથવા રહી હશે,
વિલંબ તેથી પળનો થતો હશે;—
અવાજ ત્હેના નવ સાળુનો સુણું—
પથે સુણું છું પગલું વળી ધીમું. ૮

---

શિખરિણી.
અધીરા બાપુડા હૃદય! પડય ધીરૂં ઘડીક તો,
દબાવી દેને તું ચઢૉ તુજ રહેલોજ ઉભરો;
પ્રિયા આવે તેથી હરખતણું જે પૂર ચઢિ રહે
કપોલે, તે દેખે તલસૉ મુજ આ નેત્રજ રખે! ૯

.... .... .... .... ....

.... .... .... .... ....

ઇંદ્રવજ્રા. શોભી ઘણું એ—કિધિ આ શૉ વાર!—
હા—શબ્દ, ખુલ્લાં, સુણું, દ્વાર બ્હાર;—
દેખાય પેલો પડછાય કાંઇ
સૂર્યપ્રકાશે સરતોજ આંહિં. ૧૦

.... .... .... .... ....

.... .... .... .... ....

વસંત. હા! એ ઝિણા રવથૉ તો તરુ પેલું બોલે,
ને પેલી વેલી-પ્રાતછાયજ આ સરે છે;—

ધીરા હૃદે ! હજીય તેહનો વાટય જોવી—
લાંબો વિલંબ કિધ માટ ન કહેવું કાંઈ. ૧૧

.... .... .... ....

.... .... .... ....

શિખરિણી.

પરંતુ મ્હારૂં આ હૃદય ગયું થાકી બહુ હવે,
અને વાટ્યો જોઈ બહુ બહુ સમે મંદ થયું છે;–
સદાયે ત્હેનાં તો સુણું હું પગલાં દ્વાર ઉમરે,–
પરંતુ ઓળંગે નહિંજ ઉમરો એ કદિ, અરે ! ૧૨.

---

( ૨૫ )

## જીવન.

---

તોટક.

જગમાં જનમી હશિયે રડિયે,
વળિ યૌવનમાંહિં પ્રીતિ કરિયે;
કરિ જર્જરિતાંગ જરા વળગે,
તવ મૃત્યુતણે શરણે જઇએ. ૧
ક્યમ આ જગમાં હશિયે, રડિયે ?
ક્યમ આ જગમાં જીવિયે, મરિયે ?

ગતિ ગૂઢ બધી કળી કોણ સકે ?
નવ જાણ્યું, અરે ! સકું હું કંઈયે. ૨

ક્યમ ચંપકપુષ્પકળી ફુટતી,
જન મર્ત્ય થકી વણદીઠી મીઠી ?

ક્યમ આ મધુરી ઋતુઓ સઘળી,
ક્ષણકલ્પન હે મનહારી વળી ? ૩

ક્યમ, મૂઢ, રહે, મન આ વળગી,
અહિં વસ્તુ અનિત્ય પરે સઘળી ?

ગતિ ગૂઢ સકે બધી કોણ કળી ?
નવ જાણ્યું હું તો સકું કાંઈ વળી. ૪

દુખ પીડની મધ્ય રહી મથિયે,
લહિયે, પછી નાશી જતા રહિયે,

કરિયે પ્રીતિ, ખોઈ વળી રહિયે,
પછી છેવટ મૃત્યુપદે જઈયે.— ૫

સાખી.

આ, જીવન ! તુજ ગાન આ,
જીવન દુ:ખનું પૂર;
જીવનમાં રહેવું સદા—
અન્તે મૃત્યુ જરૂર. ૬

---

(૨૬)

## ધીરજ.

લાવણ્યમયી.

ધીરા! ધીરા! ધરણી ઉપર ધ્યાનથી ધરજો કાન,
બીજાંકુર શાં નીરવ ફુટતાં!–સુણો ધરી અવધાન,
ધ્યાન વિના નવ સુણશો. ૧

નિઃશબ્દે તે ધીમાં ધીમાં ઉપર વધતાં જાય,
ભેદે, ભાગે, ભૂમિ કઠણ ને ફણગા ફુટતા ત્ય્હાંય,
ભાસે સૂર્યપ્રકાશે. ૨

ધીરા! ધીરા! ધીરજ ધરજો! પ્રૌઢ વિચારો–બીજ
અંતરમાં રોપાશે, વિણરવ વધશે ત્ય્હાંજ નકીજ,
શાન્તિ–જળે ઉર ભરજો. ૩

લાવે આ તૃણ બ્હાર નકી જ્યમ શક્તિ મહાન અપાર,
આ ભૂમિ ત્યમ લીલી થાશે સુધર્મથી નિર્ધાર,
સમય થયે અંકુરનો. ૪

ધીરા હો! ધીરા! જઈ જૂવો, જાર ઉગે છે જ્ય્હાં,
વિકાસ વિકૃતિ કણસે થાતાં દેખો નહિં કંઇ ત્ય્હાં,
એમ વધે વણદીઠાં. ૫

દિન પ્રતિદિન ત્ય્હાં જઇને જોજો કણસ થતાં કણપૂર્ણ,

દિન પ્રતિદિન વળિ જોજો પાકે ક્ષેત્ર દીપે સંપૂર્ણે,
રંગ સુનેરી સોહે. ૬

ધીરા ! ધીરા ! આશા અભિનવ આપણી હર્ષે છે,
સત્ય ધર્મનાં ક્ષેત્રો ઉજ્જ્વલ દીપી ઝગમગશે,
ભાનુપ્રભાસમ તેજે. ૭

કરો, કરો, પરિપકવ વિચારો, પંથ સરો ધરી હામ,
વિણકારણ ભાષણ વિણ કરવું નિત્ય ત્હમારૂં કામ,
સત્ય તણો જય થાશે. ૮

અન્તે નિશ્ચે ધર્મતણાં ફળ લણવા કાળ થશે,
વિશાળ ભૂમિ ભરત છવાઇ તેજ થકી રહેશે,
રુચિર મનોહર હસતી. ૯

મનન-ખનન દિનદિન કરી, પૂરી ખાતર-જ્ઞાનવિવેક,
રૂહેણીકરણીના દૃઢ ક્યારો કરી ભરજો તે છેક,
શાન્તિજળે નિર્મળથી. ૧૦

બાળ તરુ એ ધર્મ તણું, દૃઢ શ્રદ્ધા થડ કહેવાય,
ભક્તિ-નીતિ-પ્રીતિ-પુષ્પો પુણ્ય-પરાગી થાય,
રંગસુરંગે રાજે. ૧૧

ઇશકૃપારૂપ જ્યહારે શીતળ અનિલલહર લ્હેરાય,
દશ દિશ દેશ વિષે વ્યાપીને સુખ-પરિમલ પથરાય,
દુર્મતિ-દુઃખ વિદારી. ૧૨

દયા-ક્ષમા-વિટપે લટકે ફળ સુગુણ સમૂહ સુહાય,
મધુર સુરસ અવનવ સુંદર એ, શુદ્ધ રહીજ ચખાય,
મનમળ નિર્મૂળ ધોઈ. ૧૩

આર્યભૂમિ આ અનુપમ ઉપવન મનહર દિવ્ય મહાન,
ધર્મદ્રુમ ત્યહાં ફાલી ફળશે કલ્પવૃક્ષ સમાન,
મનોરથ પૂરા પડશે. ૧૪

ધીરા થઈ, ધીરા થઈ, માટે, ભરતભૂમિની માંહ્ય,
ધર્મ વધારો સર્વ ત્હમારો, સત્ય સુધારો થાય,
એજ ચિત્તે મતિ ધારો. ૧૫

---

( ૨૭ )

## કુસુમાંજલિની અર્પણપત્રિકા.

---

લાવણી.

વ્હેનો હો ! હૃદય મ્હારૂં ઉભરાય,
અમીરસ પ્રેમ તણો નવ માય,
સમુજ્જ્વલ શુદ્ધ અહીં રેલાય,
વહીને ચાલ્યો જો, જો, જાય;-
ધીમું ધીમું સરતું રમતું કંઇ ગેલ કરતું જાય,
ગાન આ રસીલું ઝીણું ઝીણું શ્રવણસુખકારી ગાય,

મધુર ઝરણું દિવ્ય અનુપમ ધાય,
સરિતાજળ શીતળ શું ફેલાય,
વ્હેનોઁ હો ! ૧
ને તુજ કોમળ હૃદય થકી સરી,
સરિતા આ સ્નેહ તણી મધુરી,
ગભીર ને શાન્ત ઉંડું જળધરી
વહી તે વિલસતોઁ ગૌરવ ભરી;—
મનતમ સઘળું ઘોર ધોઈ સર્વ વિષાદ હરી,
નયનઠારણુ સરળ સુખકારણુ વિમળ કલ્લોલ ભરી,
સુધાશું ધવલ મૃદુ સુહાસ્ય કરી,
ભળી મુજ પ્રેમસરિતશું પ્રસરી,
વ્હેનોઁ હો ! ૨
વત્સલ માયાળુ પ્રિય શુભ માત,
રસીલાં વ્હાલાં ભગિનીભ્રાત,
ને વળી સગાં સહોદર સાથ,
સહુ તણાં હૃદય થકી સંગાથ,
ઝરતાં ઝરણાં પ્રેમ તણાં કંઇ પ્રૌઢ પ્રશાન્ત,
વ્હેતાં આવ્યાં લસત લસત તે રમ્ય મનોહર કાન્ત,
કરંતાં મંજુલ મર્મર નાદ,
કીધો સંગમ, મન દે આહ્લાદ,
વ્હેનોઁ હો ! ૩

નાચતું નાવલું નૌતમનૂર,
દિસે તે સરળગતિ ત્ય્હાં દૂર,
ઓપતું રંગ સુરંગે પૂર,
દિપે દિવ્ય કર્ણધાર ચતુર;
જુજવાં અનુપમ પ્રેમ સ્વરૂપ ધરેજ મધુર,
તે સર્વ પ્રેમજંળહિમફૂલકે ઘડ્યું નાવલું ભાસુર,
તહિં ઇંદ્રધનુશા રંગ પ્રચુર,
ભળિયા જળમાંહિ પ્રસરી દૂર;
ય્હેનોં હો ! ૪

અને તે કર્ણધાર-પ્રિય તાત-
હૃદયતરુનાં કુસુમો શુભ કાન્ત
વેરિ દે કરિ વાસિત દિક્પ્રાન્ત
જ્ય્હાં વહ્યો પ્રેમસુધારસ શાન્ત,-
મોહન કુમળાં સુહાગિ પુષ્પ અનેરી જાત્ય,
વીણી વીણી અંજલિ ભરિને રસથી ધર્યાં છે હાથ,
કરે અર્પણ આજે તુજ ભ્રાત,
તું સ્વીકારિને દે આશીર્વાદ,
ય્હેનોં હો ! ૫

---

(૨૮)

# બાળાવિનોદ.

## (૧)

ગરબી.

ચાલો સહીયર ! સંગે જઇયે રે,
મળી સર્વે રંગે રમિયે.
ફુલવાડીમાં ભેગાં ફરિયે,
બ્હેનીં ! ગરબે ગીતો ગાઇયે રે— ચાલો૦ ૧
કોકિલ તણી મીઠી વેણુ સુણિયે,
વ્હાલાં ! પાન અમીનું કરિયે રે— ચાલો૦ ૨
કોમળ રસીલો ટહુકો લહિયે,
મીઠાં ! કંઠે આપણ ભરિયે રે— ચાલો૦ ૩
માધુરી માર્દવ રસ બે કહિએ,
સિંચે અર્ક કરી, તે પીજીયે રે— ચાલો૦ ૪
નિર્મળતા વર્ષ્યેથી ભીંજીયે,
મુખ શીતળ બિંદુ લિજીયે રે— ચાલો૦ ૫
છૂપી ઘેલી આંગનીં ડાળિયે,
હેલીં મચવી, આત્મ ઝબોળિયે રે—ચાલો૦ ૬

જગ નચવે મીઠી વાંસલડીયે,
લઈ અંશ જનો રીઝવિયે રે-- ચાલો૦ ૭

રેલ્યો રવ અણુમોલો ગ્રહિયે,
પ્રીતે હૃદયઘટે તે ભરિયેરે-- ચાલો૦ ૮

દિવ્ય સુરમ્ય પછી ઠાલવિયે,
વ્હાલાંવદન, સખી ! મલકાવિયેરે-- ચાલો૦ ૯

રસિક મનોને રસથી રસિયે,
પછી આનંદે સહુ હસિયેરે-- ચાલો૦ ૧૦

---

( ૨૯ )

## બાળાવિનોદ.

( ૨ )

ગરબી.

સુણો, સુણો, સખી સાજ ! સુણો સહુ કાન દઈ,
અહીં વાયુ બજાવત આજ મૃદંગ ગભીર કંઈ; ૧

'સરસર' કરતાં દૂર ઝરણાં રમ્ય રમે,
કંઈ સારંગીના સૂર પુરતાં આજ સમે; ૨

આ લીલા ઊંચા વાંસ તાનથી શીર્ષ નમાવી,
ભરી દેતા રવ સહુ પાસ રસીલી બંસી બજાવી; ૩

ને આ તરૂવર દેતાં તાલ નિજ કર-પર્ણ થકી;
શિર ધુણવે તે આ કાલ લાગી લેહ નકી. ૪

આ વૃક્ષક કો કો વાર અંગુલિ કુંળી વડે,
અહિં તંબૂરાના તાર મોહક શા છેડે ! ૫

મધુરાં પક્ષિ સોહાય હીંચે તરુશાખે,
સ્વર્ગીય સુગીતો ગાય મીઠું પ્રિય ભાખે; ૬

એમ રમ્ય ઉદ્યાન મહિં સહુ આ મળિયાં,
બનીં ગાયકગણ ગુણવાન સંગીતે ભળિયાં. ૭

---

( ૩૦ )

## બાળાવિનોદ.

---

(૩)

ગરબી.

ચલો, સાહેલીં, આપણ ત્હાં જઇયે,
જઈ ગાયકવૃન્દે એક થઈયે;
થઈ ભેગાં અમીનો રસ લઈયે,
લઈ સ્વાદે થકી ગુંટડા ભરિયે; ૧

ભરી ભરીજ તેથી મત્ત બનિયે,
બની, પંખીતરૂકુલ સંગ રમિયે,

રમી રમી હરખથી મન ભરિયે,
ભરી, સર્વેનોં સહુ એક તાન થઇયે; ૨
એકતાને પ્રભુનાં ગીત ગાઇયે,
વળી પુષ્પોનીં સાથે પ્રીત કરિયે,
પછી તરૂની ડાળે ખુબ હીંચિયે;
અને અહા! પંખીની સહુ ઉડીયે. ૩

---

( ૩૧ )

## કળી.

દ્રુતવિલંબિત.

કળ થઈ પરિપકવ લચી રહે,
તરુથીં શું પડશે ભૂમિ ઉપરે!
યમ શું તેજ સમે તહિં આવશે?
ધરિજ મૌન સ્વશકિત શું દાખશે? ૧
નહિં, નહિં;–પણ તે યમરાજ તો,
કળીં તરુ તણીં ડાળીથીં તોડતો;
વળીં પ્રફુલ્લિત પુષ્પ શું જોઇયે,
મધુર તે પણ ત્ય્હાંથીં ચુંટી લિયે. ૨

અહિં તહીં ફરિ તેહ તપાસતો,
ખરી પડે પણ એકજ પર્ણ તો—
નવ રખે ભૂમિ દિવ્ય મહીં જશે—
નવ રખે પ્રભુને કર પ્હોંચશે ! ૩

અતિ વિશાળ મહા પ્રભુપ્રેમ તો,
સકલને, સમ તે ગણિ, ઇચ્છતો;
પરમ તેજ પિતાજી નિદેશથી,
ગ્રહીજ આ કળી શીતળ હસ્તથી,
મૂકી સુરક્ષિત છે લઇને યમે,
હૃદય તાત તણે;–તહિં, જો રમે ! ૪

---

( ૩૨ )

## કોયલને.

( ૧ )

સોરઠ.

રસીલી ! રસભરિયો તુજ રવ રેલ્યો આંહિં;
અયિ કોકિલે ! તુજ કૂજન કોમળ; લાગે મધુરૂં મોહક કાંઈ;
અવિરત આમજ શાન્તિ દેજે, થોભીશ તું પળ નાહિં;—
રસીલી૦ ૧

મુજ પ્રિયજન કેરા ગૂઢ સંદેશા, લાવી વ્હાલી! શું કાંઇ?
કહોંદે કહોંદે મુજને વ્હેલી, અમી રેડીદે હૃદયની માંહિં;–
રસીલી૦ ૨

ગુપ્ત રહ્યા છે જે જે ભાવો, મંજુલભાષિણી તુજ ચિત્તમાંહિં,
કાઢી તે તે આ રવ માર્ગે, ભરિદે ભરિદે મુજ મનમાંહિં;–
રસીલી૦ ૩

કો વેળા તું હસતી હસાવે, કો વેળા લારતી તું લડાવે,
કો વેળા તું રમતી રમાડે,—એમજ તું જન ચિત્ત શમાવે;
રસીલી૦ ૪

પળમાં જનને નાચ નચાવે, પળમાં સ્થિર જડ મૂઢ બનાવે,
પળમાં મોહક મંત્ર ભણાવે, પળમાં ભાન કંઇક ભુલાવે;
રસીલી૦ ૫

છૂપી બેઠી આંબની ડાળે, નવ કોઈ તુજ દેહજ ભાળે,
કુહૂ કુહૂ કરી સંધ્યાકાળે, મીઠું કહી મુજ મન દુખ ટાળે.
રસીલી૦ ૬

આ ગિરિ કેરા મૃદુ મધુરા ને શાન્ત રસિક જે ભાવો,
તે સર્વેનું સત્વ શું પીધું, કે સીંચે સુર તું હાવો!
રસીલી૦ ૭

પર્વતમાં તો ભાવ કઠિનને કર્કશ દીધા ત્હેં રહેવા,

મોહિનીં ! ત્ય્હારે તુજ પાસેથી જ્ઞાન-સુધા એ આવ્યો પીવા;-
રસીલી૦ ૮

જીવનનું શું તત્ત્વ તું સમજી કે મત્ત બની સુખગાનજ ગાતી,
કહે તે મુજને સત્વર કહે તું પ્રિય ! કેમ અબોલી થાતી;-
રસીલી૦ ૯

.... .... .... .... .... ....

.... .... .... .... .... ....

કેમ નહીં તું હજીયે બોલે ? હાય ! ગઈ શું તું ઉડી !
ક્યહાં ગઈ તું, ખોળું ક્યહાં ક્યહાં ! કેમ થઈ તું ભૂંડી ?
રસીલી૦ ૧૦

ગૂઢ સંદેશા, તુજ ભાવો, ને જીવનતત્ત્વ નવ ત્હેં ભાખ્યાં;
અને અમીરસ પીધો ન પીધો, ત્યહાં તો આમજ ચાલી ગઈ ક્યહાં !
રસીલી૦ ૧૧

( ૨ )

શિખરિણી.

અને પેલી ડૂબી જતીજ ગિરિમાળા ધુમસમાં,
જુવે જાતાં જાતાં કંઈ ઉંચી કરી ડોક અહિંયાં;
જગે પ્રીતિ હેવી-નથી ગમતું જાણે જવું ખરે,
પરંતુ લાચારી જણવી, પડી ઝાંખી, ગઈ, અરે ! ૧૨

અને એ સિન્ધુમાં જગત ખિલવી સૂર્ય તરતો,
જુદાં જૂદાં રૂપો પળ પળ મહિં તેહ ધરતો,
ધરા સાથે શું તે મધુર વદને પ્રેમ કરતો !
ધીમે ધીમે એયે અહિં ડુબી ગયો એમ સરતો. ૧૩/૨

વળી વાયુ વાતો શીતળ સુખસ્પર્શીજ રમતો,
અને મંદ મંદ મધુર રવ આંહિંજ કરતો;
પડયો તેયે ધીમો નીરવ થઇને ક્યાંહિં શમિયો,
તરૂવૃન્દો માંહીં જઈ તહિં લપાઈજ રહિયો. ૧૪/૩

---

( ૩ )

વિષમ હરિગીત.

અંધકારજ વ્યાપિયો ચોપાસ એકાએક આ,
ને શાન્તિ રેલાઈ રહી સર્વત્ર કાંઇ વેળ આ; ૧૫/૧
કોકિલા, ગિરિમાળ ને સૂરજ, સમીરણ, સર્વ એ,
ચાલ્યાં ગયાં, ચાલ્યાં ગયાં આંહીં થકી તો આજ એ; ૧૬/૨
તે સમીરણ, સૂર્ય ને ગિરિમાળ પાછાં આવશે,
કાલ્યે, અને કંઈ તત્ત્વ ઊંડાં સત્ય તે સમજાવશે. ૧૭/૩
તુંય હે પ્રિય કોકિલે ! નિશ્ચે અહિંયાં આવજે,
તું, હું, બધાં તે, વાત કરશું, હૃદય મુજ સુખ આપજે. ૧૮/૪

---

( ૩૩ )

## હાફીઝ.

### ગુલાબની ઋતુ.

ગઝલ.

ચઢાવી તંત્રી વીણાની,
તયારી કર્યે બજાવાની;
નસીબે યોગ્ય કો જનની
કદી કાંઈ કદર જાણી ? ૧.

બધા છે વ્યર્થ યત્નોયે,
ન ત્હેનો દ્વેષ તો ગણ્યોયે;
ન ત્ય્હારે કેમ તો લઈયે
સુખો સહુ આ સમો દીયે ? ૨.

હુવા હર્ષે ભરી હવણાં,
ગુલાબો ઊગતાં હમણાં,
અને તે ખીલતાં હવણાં,
પછી નાહિં, નકી હમણાં. ૩.

ભલે ને જ્ઞાની દે ઠપકો—
ન બ્હીવું તેથી કાંઈ તો—
જતો રહે ગંધ મૃદુ ત્હેનો,
અરે, તે ફ્હેલ પ્રેમી હો !
પ્રીતિ–ગાનો–સુધા પિજીયે;
ઉછાળો આત્મ ઉન્નતિયે. ૪.

શરમ, કહેવાય હેવું જો—
—અરે છે દ્રોહ એ મ્હોટો—
છિયે બુલ્બૂલ આપણુ તો—
શું મોહક ગાન ગાતાં, જો !—
શરમ ત્યહારે,–નથી ગાતાં
ગુલાબોની મીઠી ઋતુમાં. ૫



( ૩૪ )

## હાફીઝ.

---

### વસન્તોત્સવ.

---

ગઝલ.

હૃદય ભરિયું ગુલાબે આ,
ભર્યો પ્યાલો અમીથી આ;
વિરામી પાસ આ નારી,
કહું જે'ને પ્રિયા મ્હારી;
ભલે કો ક્યાંહિ રાજા હો
દિસે તે દાસ આંહિ તો ! ૧.

હમારે કુંજ નહિં દીપો,
પ્રકાશે જ્યોત ઝગમગતો;
પ્રિયાનેનો શશિરશ્મિ-
સમાં આંહિ રહ્યાં દીપી,
અને ચોપાસ આ સ્થાને,
સ્વજ્યોતિ પૂર્ણ નાંખે છે; ૨.

અને સર્વે સુગંધી જો,
ભલે આંહિં ન હોયે તો;
પ્રિયાના કેશનો હું તો
રહ્યો છું વાસ આ લેતો; ૩.

ભલે ને લે મધુ–બિંદુ
મધુરતા ત્હારી, ત્હેમાં શું !
મ્હને તો માત્ર ત્હારા, રે,
મધુર ઓષ્ઠો જ લાગે છે. ૪.

કદી શોકે બની ખિન્ન
ન તું હોયે પ્રિયે અહિંયાં;
જઈ કો સ્થાન એકાંતે
રહું સંતાઈ હુ ત્ય્હારે. ૫.

મહા ઐશ્વર્ય કીર્ત્તિનું
કહે છે તું મ્હને તો શું ?
ગણુંછું તુચ્છ હેને હું,
રમકડાં માત્ર સમજું છું. ૬.

પ્રશંસા નામ મ્હારાની
કરે છે શું અરે વ્હાલી !
મ્હને આનંદ ત્હારામાં,
રહ્યો જય માહરો તું માં ! ૭.

અહા, શું ભાગ્યશાળી હું !
મધુર સંગીત સૂરો શું
ઉઠ્યા, ને જાય તે વાધ્યા,
અહીં ચોપાસ ફેલાયા ! ૮.

અહા ! પ્યાલોજ ઝાલ્યો છે,
અમી ભરિયો અમોલો છે,
અને વિલસંત તુજ નેત્રો,
નિહાળું છું, પ્રિયે, હું તો. ૯.

ન પળ ગાળીશ, રે, ખાલી,
વિના પ્યાલો, વીણા, વ્હાલી;
કુસુમ કેરો સમો આ છે,
મધુર અત્યંત લાગે છે; ૧૦.

અને મીઠી ક્ષણો હાવી,
ન દેશે કોઇ ગુમાવી,
સહુ પાસે અહીં ગાતાં
રસીલાં બુલ્બુલો દીઠાં; ૧૧.

પ્રિયે ? આનંદકારી શો !—
પ્રિયે ! સુખદાયી લાગે શો—
પ્રિયે ! જો, વસંતઉત્સવ શો !
પ્રિયે ! પ્રેમ તેથી વાધે શો ! ૧૨.

( ૩૫ )

# હાફીઝ.

---

## પ્રેમ.

(૧)

( લલિત લવંગ લતા પરિશીલન૦—એ રાહ. )

મનહર મધુર મૃદુલ સમીરણુ મુજ મન, મોહુન, ભાવે,
તુજ મર્મર રવ, મુજ પ્રાણુપ્રિયાના ઉચ્છ્વાસો અહિં લાવે;
મનહર૦ ૧
સરસ સુવાસ વિલાસિની વ્હાલી નિશ્વાસો કંઈ સારે,
વિમલ, અનિલ !, પરિમલ વિરલો તે, આજ અહિં તું ધારે;
મનહર૦ ૨
પણુ સલુણી રમણી તેણીના સુંદર કેશ સુભારે,
નવ રમવાને, પવન ! મન માંહિં હામ તું લેશજ ધારે;
મનહર૦ ૩
લલિત અલકલટ લલના કેરી રુચિર સુરંગી સારી,
નથી તે થકી તો કોઈજ પણુ ત્હારી, એકે એકજ મ્હારી;
મનહર૦ ૪

.... .... .... .... .... .... .... .... ....
.... .... .... .... .... .... .... .... ....

---

( ૩૬ )

# હાફીઝ.

## પ્રેમ.

( ૨ )

વસંત૦

કય્હાં છે, ગુલાબ! તુજ ઉજ્વલ રંગ હેવા,
વ્હાલી તણા વદનપેં વિલસેછ જેવા;
આનંદ, દુઃખ વિણ, પ્રેમ પ્રિયા તણો તો,
સંવિષ્ટ કંટક થકી સહુ પાસ તું તો. ૧

રે, શોભતી વિકસતી કલિકા રહી, હે!
વ્હાલી-કપોલ અતિ સુંદર તું થકી છે;
શો ત્ય્હાં અલૌકિક ગુલાબી સુરંગ નિત્યે,
ચોરી લિયે ચિતડું, હા! મુજ તેહ સત્યે. ૨

ત્હારો, અમી! બહુજ વર્ણ જણાય ઝાંખો!
કામે થકી અલસ શી ચળકંત આંખ્યો!
રે માધવી મૃદુલ હાલતી! હું કહું છું,
તે રૂપ છે લલિત તું થકી તો અધિકું. ૩

રે મુગ્ધ આત્મ મુજ! જો તુજ શક્તિ હોયે,
લેવા પસંદ કરી પૃથ્વીસુખો બધાંયે,
તો જીવવું રસિલીની મૃદુતાજ કાજે;
શું તે થકી અધિક શ્રેષ્ઠ બીજું કંઇ છે? ૪

હે વ્હાલી તૂંહિ તુંહિ એકજ મ્હારી! આવ્ય,
છે કાન્ત ઉત્સુક બન્યો તુજ, વ્હેલી ચાલ્ય;
ત્હારાં વિશાળ પ્રિય નેનશું પ્રેમપૂર,
ત્હેનાથી છે શું તુજ વ્હાલમ દૂર દૂર!
રે આવ્ય, એકજ, ભલે, દિન માટ, આવ્ય,
આ ચિત્તને મધુર વિસ્મયમાં ડુબાડય. ૫

---

( ૩૭ )

# હાફીઝ.

## પ્રેમ.

( ૩ )

લાવણી. (હૃદય હો ! તેજ પ્રિયા પરહરી.—એ ચાલ.)

અનિલ હો! પ્રાણપ્રિયા દૂર રહી! ( ધ્રુ૦ )

પદઅંકિતપથ તુજ દીસે નવ,
ફરી આવ્યો તું કહીં ? અનિલ૦ ૧

ભમતાં ભમતાં જઇ તું ચઢે જો,
મુજ વ્હાલી-ગૃહ જહીં,
પળ એકુજ પણ, વિનવું તુંને,
રોકાજે તું તહીં;— અનિલ૦ ૨

અને મધુર પરિમલ તેણીના
શ્યામ સુકેશ મહીં,
તે તુજ પાંખ્યો ઊપર મૂકી
સત્વર લાવ્ય અહીં;— અનિલ૦ ૩

પણ નવ મ્હારૂં દુ:ખ ગણીને
વિધિ દે એમ કહી—
કે મુજ યત્નો વ્યર્થ બધા છે,
વળશે કાંઈ નહીં;— અનિલ૦ ૪

ને મુજ કર્ણો તેહ સંદેશા
સુણશે કાંઈ નહીં,
તોય સમીરણ ! યાચી કહુંછું,
રાખ્ય તું લક્ષ મહીં;— અનિલ૦ ૫

હૃદય તણી મુજ પ્રિય રાજ્ઞીના
ઘરના દ્વાર મહીં,
જઇ રજકણ તો એકજ પણ તું
રે ! લઇ આવ્ય અહીં;— અનિલ૦ ૬

યાચક હું છું પણ કયમ માગું
જે કદી મળશેજ નહીં;
ઇચ્છા મ્હારી ગર્વ ભરેલી,
પણ નિર્બળ બની રહી;— અનિલ૦ ૭

આશા ઘણેરી મ્હોટી મ્હોટી
ધારૂં હું મનમહીં,
હા ! તે પણ છે સઘળી ખોટી,
પૂર્ણ થશેજ નહીં;— અનિલ૦ ૮

માત્રજ જ્યહારે નિદ્રા આવે,
ત્યહારે સ્વપ્ન મહીં,
સુંદર રૂપ જે કાજે તલસું,
ભાળીશ તેહ તહીં;— અનિલ૦ ૯

માનિતોં રમણી તેણી ભલે જો
પ્રીતિ દે સ્હામીં નહીં,
પણ, વિનતિ એ છે, મુજ પ્રેમજ
પોષે તે મન મહીં;— અનિલ૦ ૧૦

તોયે મુજ આ પ્રીતિજ્યોતિ
એનો એજ રહી
નિત્ય નિરંતર પ્રદીપ્ત રૂહેશે,
ઝાંખો પડશે જ નહીં;— અનિલ૦ ૧૧

ધન વૈભવ આ પૃથુ પૃથ્વીનાં
પૂરાં છેજ નહીં
લેવા લલિત અલકલટ એકજ
મુજ મન મોંઘોં લહી;—અનિલ૦ ૧૨

મીઠાં ગાનો સાનંદે તું
રસથી ગાય અહીં,
તેવે પ્રેમી!જગ ચિન્તાથી
મુક્ત રૂહે, શું તે મહીં!—અનિલ૦ ૧૩

પ્રેમ સગર્વે બંધન બાંધે,
બદ્ધજ તેથીં રહી
તુજ આત્મા તે પ્રિય જુલમીને
વશ રૂહે નિત્ય અહીં;— અનિલ૦ ૧૪

---

(૩૮)

# હાફીઝ.

## સ્તુતિગાન.

લાવણ્યમયી.

પટપૃથુ વિસ્તૃત છેજ અનાદિ અનન્તાનો આમ,
ત્યાંહિં તુંહિ તુંહિ વ્યાપ્યો સ્થળ સ્થળ, હે સુખધામ!
નામ મહાનજ ત્હારૂં. ૧

સર્વવ્યાપી તુજ કરુણાનાં કિરણો દિવ્ય અપાર,
તુજ આવરણ મહીંથી દીપ્યાં વદને તુજ નિર્ધાર,
શમન કરે મનતાપો. ૨

તે પછીં પ્રેમ અને પ્રકૃતિ પણ પામ્યાં ઉદ્ભવ આંહિં,
ને જીવન ને સુંદરતા પણ વ્યાપ્યાં જગની માંહિં,
મહચ્છક્તિ અતિ ત્હારી. ૩

ઉઠય, ઉઠય, કર્ય તું, હે મુજ આત્મન્! પરમાત્માશુભગાન,
સ્તવન ભજન કીર્તન ગાઈને થઈ જા તું એકતાન,
માન મને બહુ રાખી. ૪

અદ્ભુત કારીગરે જગતના ધાર્યું ત્ય્હાં પળમાંહિ,
બિમ્બ મહાનજ સૂર્યતણું આ ઉપજાવી દિધ આંહિ,
પુંજ શું તેજ તણો આ! ૫

જ્ય્હારે પ્હેલાં સ્વર સુખકારી સુણ્યો, કીધો ત્હેં,
'મુજ આત્માનો ઉચ્છ્વાસજ છે આપ્યો મનુજને મ્હેં'—
ગભીર સુવાણી ત્હારી; ૬

ત્ય્હારે ઉંડી ઉપકારની વૃત્તિ ઉપની, જાણ્યું મ્હેં,
ત્હેના આત્મજ આપણ છૈયે, સ્વર્ગ સ્વધામજ છે,
એ થયું નિશ્ચય મનમાં. ૭

અરે! તું આપ્ય ખબર મૂને કે જાણું હું નિર્ધાર,
ક્ય્હારે તુજ સંગે વસવાની આશ ધરૂં, કિરતાર!
તલસી રહ્યું ચિત મ્હારૂં. ૮

ક્ય્હારે આ દુમખય દુનિયાને દૂર મુકી દઈ જાઉં,
કે ફરી કોઈ કાળે ત્હેનો અતિથિ નવ હું થાઉં,
એ છે ઇચ્છા મ્હારી.

પવિત્ર ધાર્મિકતાનું પક્ષિ વશિયું હું અહિં એક,
અસાર આ જગની જાળે તે ઝડપાયું છે છેક,
છુટી ઉડી જાવા માગે. ૧૦

ઉદ્ધાર વિભુ! તુજ પુણ્ય વિમલ આ પ્રેરકશક્તિમેઘ,
તે થકી આંહિ મનમુદ્દાથી વૃષ્ટિ કરી દે એક,
કરૂં હું સુખજળસ્નાનો. ૧૧

મુજ રજ નિજધામે જાવાને ઊંચે ઉડશે જ્યહાં,
તે પ્હેલાં પ્રભુ પરમકૃપા સિંચિ તું દેજે અહિંયાં,
એજ હૃદે પ્રાર્થન છે. ૧૨

કેવાં કૃત્યો અમ સઘળાં છે? નિંદ્ય નકામાં તેહ,
હે પ્રભુ! ભક્તિઅમીજળ લાવી પાજે ધરિને સ્નેહ,
બાળક સર્વે ત્હારાં! ૧૩

દિવ્ય કિધેલાં ત્હેં તે જળનાં બિંદુ થકી તો સત્ય,
મુજ આત્મા શક્તિ અદ્‌ભુત કો મેળવો ધારે નિત્ય,
એમ વિભુ હે કરજે! ૧૪

જગવૈભવસંપત્તિ સર્વે પળમાં ઊડી જાય,
તુંપર પ્રેમજ નિત્ય નિરંતર સત્ય એજ કહેવાય,
સનાતન અક્ષય એ છે. ૧૫

ધન્ય ઘડી એ સુખમય થાશે જ્યહારે મુકી સહુ આંહિં,
છૂટી જગની માયામાંથી ઊડિશ હું નભમાંહિં,
માર્ગ સ્વધામ તણો એ. ૧૬

મુજ આત્માને મળશે નિશ્ચે શાશ્વત શાન્તિ ત્યાંહિં,
ને મુજ પ્રેમાસ્પદના પગની પદવી જોશે જ્યાંહિં,
જોઈ વંદન કરશે. ૧૭

અન્તે પ્હોંચીશ તે મૂળ નિર્ઝર ઉજ્વલ ભાસે જેહ,
જ્યહાંથી તેજ લઈ રવિ જગને દીપાવે શું તેહ,
પૂર્ણ પ્રભાથી પ્રકાશી. ૧૮

---

( ૩૯ )

## ચાંદલીયો.



મ્હાડ. ( કુંવર ત્હને હાલેરડું વ્હાલું—એ રાહ )

માડી રે! મ્હારે ચાંદલિયો થાવું—
ચાંદલિયો થાવું,
ઊંચે ઉંચેરે જાવું—માડીરે! ૧

ના, ના, મ્હારે નથી જોઈતું ખાવું,
રમવાને હું નવ આવું;
ના, ના, મ્હારે નથી સૂઈજ જાવું,
અમી રસ, કહે, કયહાંથી લાવું;—માડીરે! ૨

ધીરા, બાપુ, શીદ અધીરા થાવું!
આવ્ય તું, લાડ લડાવું;

પછી તુંને હું એ સર્વ સમજાવું;
માર્ગ કંઈ એ બતાવું,
બાળુડા પછી ચાંદલિયો થાવું.—માડી રે! ૩

નિર્મળ નદી નીરમાં ન્હવરાવું,
કોમળ કુસુમે વધાવું,
મધુર રસીલા મોર સુણાવું,
ઊંચી તરુડાળે હિંચકાવું,
બેટા રે પછી ચાંદલિયો થાવું.—માડી રે! ૪

ઉદાર ઉદધિ ઉર ઉછળતું જોવું,
રત્ન અમોલ અપાવું,
ગભીર ગિરિગહ્વર બતલાવું,
સખત સમાધિ સધાવું,
હા, હા રે, પછી ચાંદલિયો થાવું.—માડી રે! ૫

જ્યોત્સ્નારસથી દિવ્ય દિપાવું,
હૃદયઘટ તુજ હું રસાવું,
છૂપ્યો જગમાં અમી તેજ હું લાવું,
પ્રેમથી ત્યાંહિ ભરાવું,
વીરારે, ધીરા, ચાંદલિયો થાવું.—માડી રે! ૬



( ૪૦ )

## સ્મરણાર્થ.

---

તોટક---

યુવરાજ ફતેસિંહરાવ ગયા,
મુકી વૈભવ સ્વર્ગનિવાસી થયા;
કયમ, રે, યમરાયજી ક્રૂર થયા,
અમ રત્ન અમોલ લુંટાવી ગયા. ૧

કયમ આમ થયું, કયમ તેમ થયું:-
વિધિને શીદ એ કહો દોષ દઉં ?
થયું તે ન થયું કદી થાય નહીં,
પ્રભુની ગતિ કાંઈ કળાય નહીં. ૨

---

ઉપજાતિ.

ચિત્તે થઈ રૂહે અતિ દુઃખ ભારી,
વ્હેછેજ આંખ્યો થકી અશ્રુવારી,
પરંતુ જન્મે મરણે ન સ્વેચ્છા,
बलीयसी केवलमीश्वरेच्छा. ૩

---

ઉપજાતિ.

ભણ્યો ગણ્યો ને સુખમાંહિ મ્હાલ્યો,
લગ્ને સુબાળાકર તેંહ ઝાલ્યો;
વિદ્યા, વહુ, વૈભવ મૂકી ચાલ્યો,
હૃદે મહીં, હા! દુખશૂળ ઘાલ્યો, ૪

તાતે ત્હને માત જતાં ઉછેર્યો,
દઈ સુશિક્ષા સુપથેજ પ્રેર્યો;
પૈસો, કરી લાડ, તું અર્થ વેર્યો,
ત્હેં, હા! પિતાને દુખ માંહિ ઘેર્યો. ૫

---

ઉપજાતિ.

હતો ખરો રાજવી રૂપમાં તું,
સૌંદર્ય ત્હારૂં અતિ દીપતું' તું;
અવર્ણ્ય લાવણ્ય મુખે ભર્યું' તું,
ખરે પ્રતિમા નિજ માતની તું. ૬

---

દ્રુતવિલમ્બિત.

ગગનમાં ગ્રહના ગણ દીપતા,
કુંવર રાજવી આંહિ વિરાજતા;

બિચ શશાંક દીપે મધુરાકૃતિ,
નહિ થશે તુજ રૂપની વિસ્મૃતિ. ૭

---

વસંત૦

ઔદાર્ય શૌર્ય વીરતા ધરતો હતો તું,
વિદ્યાવિલાસી વળી રાજવી હે! હતો તું;
વીરા! હતો જ તું ખરો મૃગયાવિહારી,
તું તાતના ગુણ પ્રતાપ રહ્યો જ ધારી. ૮

---

ઉપજાતિ.

વિશેષતા એક હતીજ ત્હારી,
તુંમાં હતી 'ઉત્કટતા' જ ભારી;
તેથી શું આવી વિચર્યો તું આંહીં!
શશી શીળો તો નભ ઉચ્ચ માંહીં! ૯

---

ઉપજાતિ.

જુવાનીો છે એક ખરી કસોટી,
કસાયલા છે જન ત્યાંહિં કોટી,
ત્હાં હેમની કિંમત થાય મ્હોટી,
ઠરે ખરી, ના કદિ થાય ખોટી. ૧૦

વિશુદ્ધ છે ગાયકવાડ–વંશ,
વિશુદ્ધ છે તાતજી દિવ્ય–અંશ,
વિશુદ્ધ માતા થકી જન્મિયો તું,
વિશુદ્ધ તેથીજ સ્વભાવથી તું. ૧૧

---

શાર્દૂલ૦

દીપે ગાયકવાડવંશગગને રૂડા ઘણા તારલા,
ત્યાંહીં યોગ્ય સમે નકી દીપત તું શીળા શશી રૂડલા;
પૂર્ણેન્દુજ નિહાળવા પુર્યું હતું પંખેરૂં આશા તણું,
ઊડીને મનપીંજરે થકી ગયું, દૂરે ગયું એ ઘણું. ૧૨

---

ઉપજાતિ.

મુકી પ્રિયાને દુખથીજ રોતી,
વિયોગથી તે નિજ ભાન ખોતી;
કયહાં છે પિયુ કયહાં! અહિં ત્યાંહિં જોતી,
બની ગઇ વિહ્વલ શું કપોતી! ૧૩

પડી મૃગી શું મૃગથી વિખૂટી!
સૌભાગ્ય કાળે ક્યમ લીધું લૂંટી?
પ્રેમી પતિ–જીવન દોરી તૂટી,
રસીલું, હા! પુષ્પ લીધુંજ ચૂંટી! ૧૪

વારિ વિના મીન શું તર્ફડે છે,
શશી જતાં પદ્મ બીડાઇ રૂહે છે,
દુઃખાગ્નિ, હા! કોમળ વેલી બાળે,
ફાળે નમેરે કીધું શું અકાળે! ૧૫

---

મંદાક્રાન્તા.

વ્હાલી મુગ્ધા વ્હીલી કરી ગયો, છે દશા દુઃખદાયી,
રોતી રાખી સરળ મધુરી બ્હેનડી વ્હાલસાઇ;
બંધુ કેરાં દ્રવી ચિત વહ્યાં નેત્રથી પ્રેમભીનાં,
શોકેથી, હા! અતિશય બન્યાં રાજમાતાજી દીનાં. ૧૬

---

ઉપજાતિ.

પ્રજા બધી શોક સમુદ્ર ડૂબી,
સ્મરી રહી છે યુવરાજખૂબી;
આશા હતી કે નિજ તાત જેવા
થશો ખરા સંસ્કૃત રાજ્ય લેવા. ૧૭

---

ઉપજાતિ.

પિતા તણો પુત્ર તું લાડવાયો,
થયો હતો બાળપણે નમાયો,
શા શા પ્રયત્નો કરીને જ પાળ્યો,
અંતે, અરે! આ બદલો શું વાળ્યો! ૧૮

---

શાર્દૂલ.

વજ્રપાતથી વૃક્ષ દગ્ધ થઈને નીચે પડી જાય છે,
દુઃખાઘાતથી દીન, હા! સ્થિતિ મહારાજા તણી થાય છે;
કેમે સાન્ત્વન ચિત્તને નહિં મળે, આશ્વાસને દેવું શું!
કર્તવ્યો જગમાંહિં નિત્ય કરતાં રૂહેવુંજ સ્હેવું બધું. ૧૯

---

દ્રુતવિલમ્બિત.

અહિંજ આત્મજ તે મુકીને ગયો;
સ્વરૂપ અંશજ તે બનીને રહ્યો;
શશીકળા ક્રમથી વધતી જશે,
બીજ તણો શશી બાળ સુદીપશે;
બનીજ પૂર્ણ સુચંદ્ર પ્રકાસશે,
જન તણાં મન હર્ષથી ડોલશે. ૨૦

---

અનુષ્ટુપ્.

પ્રાર્થન કરવું હાવે તો, सर्वेश करुणेश्वर,
प्रभो कारुण्यभावेन, रक्ष बालं महेश्वर. ૨૧

---

( ૪૧ )

## પ્રાર્થના.

---

( ૧ )

### " મ્હારી સાથે. "

---

શિખરિણી.

સમો સંધ્યા કેરો સમીપ સરી આવે ત્વરિત આ,
પ્રભો ! મ્હારી સાથે, વિનવું, વસિ રૂહેજે સમય આ;
અને અંધારૂંયે ગભીર ઉંડુ ઘેરૂં પ્રસર્યું આ,
પ્રભો ! મ્હારી સાથે, વિનવું, વસિ રૂહેજે સમય આ; ૧

સહાય્યો બીજા તો અફૂળ થઈ રૂહેતા જવ બધા,
અને જ્યહારે નાશી સકળ સુખ દૂરે થઇ જતાં,
અહો ! નોંધારાનો, વિભુ ! તુંહિજ આધાર તવ હા !
પ્રભો ! મ્હારી સાથે, વિનવું, વસિ રૂહેજે તુંજ સદા; ૨

અરે ! થાયે ટૂંકા જીવનદિનનો અસ્ત ઝડપે,
અને આ પૃથ્વીનાં સકળ સુખ ઝાંખાં થઈજ રૂહે;
જતી રૂહે સંપત્તિ, નહિં ટકી વળી વૈભવ રહે,
પ્રભો ! મ્હારી સાથે, વિનવું હું, સદા તું વસિ રહે; ૩

જુવો આ ચોપાસે સહુ અહિં વિકારીજ દિસતું,
વળી જોશો તો એ જગ મહિં વિનાશી નક્કી બધું;
અવિકારી તુંહી, તુંહિજ અવિનાશી સ્થિરજ તું,
પ્રભો ! મ્હારી સાથે, વિનવું, વસિ રુહે જે તુંહિજ તું; ૪

નહીં માગું હું કે ક્ષણિક મુજપેં દૃષ્ટિ તું કરે,
નહીં માગું હું કે વચન કંઇ એકાદ ઉચરે;
નહીં માગું હું કે સમય અહિં થોડોક વિચરે,
પરંતુ માગું કે મુજ સહુ વસે નિત્ય તું ખરે; ૪

પ્રસન્ન સ્વામી ! તું જ્યમ થઈ જુવે ભક્ત ઉપરે,
અને ભકતો સાથે પરિચિત બની જેમ ઉચરે;
વળી તે-સંગે તું સરળ જ્યમ શાન્તિથી વિચરે,
પ્રભો ! મ્હારી સાથે વસિજ ત્યમ તું વર્તન કરે; ૬

ઉપજાતિ.

વર્તાવતો ત્રાસ હૃદે જનોનાં,
રાજાધિરાજા સમ આવતો ના;
પરંતુ માયાળુ અને દયાળુ,
તું-પાંખ્યપેં શાન્તિ વહી કૃપાળુ,
ઢાળંત અશ્રુ સહુ દુઃખ માટે,
આશ્વાસનો પ્રાર્થન સર્વ માટે,—

દ્રુતવિલમ્બિત. પતિતપાવન ! આવ્યજ એમ તું,
વસિ રહે મુજ સંગજ નિત્ય તું; ૭

શિખરિણી.

જુવાનીમાં મ્હારા શિર પર દિધી આશિષ હશી,
અને તે વેળાએ કુટિલ કંઇ વૃત્તિ મન વશી,
પરંતુ તોયે ત્હેં નથીંજ મૂકી દીધો કદી મ્હને,
દીધો છોડી મ્હેં તો જ્યમ કદી કદી તાતજી ત્હને;

દ્રુત૦ કર્યે કૃપા, વિભુ ! અંત સુધીજ તું,
વસિ રહે મુજ સંગજ નિત્ય તું;– ૮

ઉપજાતિ૦ ક્ષણે ક્ષણે સંનિધિ ત્હારી માગું,—
શક્તિ ન હું મોહક કેરી તાગું,—
વિના કૃપા ત્હારી નહીંજ બીજું,
દાબેજ ત્હેને;–મન માંહિં રીઝું; ૯

ત્હારા સમો કોણ બીજો જ મ્હારે,
નેતા અને આશ્રય સ્થાન ભારે ?
પ્રકાશમાં ને ઘનઘોરમાંયે,
પ્રભો ! વસી રૂહે મુજ સંગ નિત્યે— ૧૦

શિખરિણી.

પ્રભો ! મ્હારી સાથે જવ સુખ દઈ તું વસિ રહે,
ન કો શત્રુ કેરી મુજ મન કંઇ ભીતિજ લહે;

અને દુઃખો કેરો કંઇ નવ હૃદે ભારજ વહે,
અને અશ્રુ કેરી બધીજ કટુતા તો જતી રહે; ૧૧

અરે, ક્યહાં છે ડંખો, યમ ! તુજ હુતા તીવ્રજ અતિ ?
જયજવાળા ક્યહાં છે તુજ વળી, ચિતા ! આભ ચઢતી ?
સદાયે મ્હારો તો વિજય થઇ રૂહેશે અહિં નકી,
પ્રભો મ્હારી સાથે રહિશ વસી તું નિત્યજ યદિ; ૧૨

ઉપજાતિ.

મીંચાતી આંખ્યો મુજ આગળે તું,
સુચિહ્ન ત્હારૂં ધરજે અનેરૂં;
ને અંધકારે થઇ દીપજે તું,
મ્હને બતાવી નભ પેલું ઘેરૂં; ૧૩

આવે ઉષા સ્વર્ગની દેવી પેલી,
રંગે રમંતી રસ કાંઇ રેલી,
નાસે દૂરે ત્યહાં પડછાજ હોયે,
અસાર સંસાર તણા બધાયે; ૧૪

દ્રુત૦

જીવનમાં, વળી મૃત્યુ થશે તદા
વસિ રહે મુજ સંગ પ્રભો ! સદા. ૧૫

---

( ૪૨ )

## "સમીપ."

( ૨ )

તોટક.

મુજ નાથ ! સમીપ સમીપ રહું,
તુજથી નવ દૂર કદી જ થઉં;
સ્થિતિ ઉચ્ચ હું ત્હારી કૃપાથી લહું,
પણ નાથ સમીપજ નિત્ય રહું; ૧

દિન રાત સદા ચિત ધ્યાન ધરૂં,
પ્રભુ ! એજ સદા મુજ ગાન કરૂં;—
મુજ નાથ ! સમીપ સમીપ ફરૂં,
અધિકો સમીપે તુજ પાસ સરૂં; ૨

થઈ અસ્ત નીચે જવ સૂર્ય પડે,
ઘન ઘેરી મ્હને તમ ગાઢ નડે;
જન કો ભટકંત સમો વગડે
વિરમું શિર મૂકી શિલા-કકડે; ૩

પણ તે સમયે મુજ સ્વપ્ન મહીં
મુજ નાથ સમીપ વસુંજ તહીં;

પ્રભુરાજ ! નજીક નજીક રહી,
કદી દૂર વિદૂર થઊંજ નહીં; ૪

વળી સ્વર્ગે જવા સરણી તહિં તો,
કંઈ માર્ગે સુદિવ્ય રહ્યો દિસતો;
સહુ જે મુજને તુંજ મોકલતો,
વિભુ ! ત્હારી કૃપાથીજ ભોગવતો; ૫

વળી સ્વર્ગે દૂતોજ મ્હને કરથી
કંઈ બોલવતા દિસતા દૂરથી;—
મુજ નાથ ! સમીપ વસું સુખથી,
બહુ પાસ રહું;–બીજું ઈષ્ટ નથી; ૬

પછી જાગૃત થાઉં, વિચાર કરૂં,
ગુણગાનથી હું મન પૂર્ણ ભરૂં;
મુજ વજ્ર સમાં દુખમાં હું સ્મરૂં,
ગત માત તણું પ્રિય ધ્યાન ધરૂં, ૭

કરી તેમજ હું મુજ દુઃખ થકી
મુજ નાથ સમીપ સરૂંજ નકી;
નજદીક, પ્રભો ! નજદીક રહી,
જગદીશથી દૂર થઈશ નહીં; ૮

વળી હર્ષભરી યદિ પાંખ્ય ધરી,
ઉડું ઉચ્ચગતિ નભ સ્પર્શ કરી;
શશી, તારલિયા, રવિ, જાઉં ભુલી,
મન જાય કંઇ હરખેજ ફુલી; ૯

પણ તે સમયે પણ ગાનજ એ,
મુજ નિત્ય નિરંતર ધ્યાનજ એઃ—
મુજ નાથ! સમીપ સમીપ રહું,
તુજથી નવ દૂર કદીજ થઉં. ૧૦

